રચનાર:
છગનલાલ ભાઇશંકર પંડ્યા (ખંભાતનિવાસી).
ખંભાત દરબારી પ્રેસના માજી મેનેજર.

# प्रसन्न-पानवल्ली.

સર્વે હક સ્વાધીન.

પ્રસિદ્ધકર્તા:
સૌ. પ્રસન્ન છગનલાલ,
હેડ મિસ્ટ્રેસ, ચૈત્ય કન્યાશાળા નં. ૨
અને
ધી કમ્બે સોસાયટી પ્રિન્ટિંગ ક્લાસ.
મુ. ખંભાત.

## શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | ઓળ | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| + | + | પ્રસન્ન પાઠાવલી | પ્રસન્ન-પાઠ'વલી |
| ૨ | ૬ | ચ ચળા ન | ચંચળ ના |
| ૩ | ૧૮ | મારે | મારે. |
| ૪ | ૭ | છાતીને | છાતીના ન. |
| ,, | ૧૭ | ભાળી | ભાલી. |
| ૧૦ | ૨૨ | સમજણના | સમજણુ ના. |
| ૧૧ | ૧૯ | કંટેવાળા | કન્ટીવાળા |
| ૧૩ | ૧ | સાંભળવે | સંભાળવે. |
| ,, | ૧૩ | એકમેકને | એકમેકનો |
| ૧૬ | ૧૫ | દૂધપાક | દુધપાક. |
| ૨૦ | ૧ | (ધરો) | (ધારો) |
| ૨૧ | ૪ | કૃત્યાની | કૃત્યાનું |
| ૨૬ | ૧ | ફૂલની | ફુલની |
| ૨૩ | ૨૨ | ચીકુ | ચાકુ |
| ૩૦ | ૬ | ચલ્લીઓ | દેવચલ્લીઓ |
| ૩૮ | વિદ્યારૂપ દેવીની મહત્તા એ વિષયના ગાયનો રાગ "હૈયે ઓળામાં ઘાલી ખીચડી" | | |
| ૪૧ | ૨ | અધિક | અવધા |
| ૪૨ | ૮ | દૂધપાક | દુધપાક |
| ,, | ૩ | શાન્તિથારિ | શાન્તથારે |
| ૪૩ | ૧૪ | ખારથી | મારથી |
| ૪૫ | ૩ | સંચ | સંપ |
| ,, | ૧૦ | ફવા | રવા |

# प्रसन्न पाठावळी

—અથવા—

## બાળ સુબોધ ગરબાવળી

ઉપજાતિ

પ્રસન્ન પાઠાવળી આ રૂપાળી, સુબોધ દે સંશય સર્વ ટાળી;
જેમાં રહ્યું હિત અધિક જાણી, બાળા ધરો હાથ ઉમંગ આણી.

રચનાર:
છગનલાલ ભાઇશંકર પંડ્યા,
ખંભાત દરબારી પ્રેસના માજી મેનેજર.

પ્રસિદ્ધકર્તા:
પ્રસન્ન છગનલાલ.
હેડ મિસ્ટ્રેસ, બ્રૅંચ કન્યાશાળા નં. ૨ અને ધી કેમ્બે
સોસાઇટી ફીમેલ કલાસ.

આવૃત્તિ ૧લી　　પ્રત ૧૦૦૦
સને ૧૯૨૫　　સંવત ૧૯૮૧

કિંમત ૦:૫:૦

# अर्पणपत्र

## શાર્દૂલવિક્રીડિત

સાવિત્રી અહલ્યા રતિ ઈશપત્ની, સીતા શચી દ્રૌપદી,
પંકાતી દમયંતી દુર્લભ સતી, તારામતી પાર્વતી,
સુકન્યા સરદારણા શુભકથા, સેવી સજી સન્મતિ,
માટે પુત્રી પ્રસન્ન હે ! પ્રિય તને, અર્પું લઘુ આ કૃતિ. ૧

નાની ઉમ્મરમાં તજી અહિં તને, માતા ગઈ સ્વર્ગમાં,
ભાવેથી ભણી હર્ષભેર ઉછરી, ઉત્કૃષ્ટ સંસર્ગમાં,
માની ખોટ ખડી થતાં ગમ ગ્રહી, વેઠી વડી વિપતિ,
માટે પુત્રી પ્રસન્ન હે ! પ્રિય તને, અર્પું લઘુ આ કૃતિ. ૨

દીઠો દંભ ન ગર્વ તેમ છકની, છાયા ન દીઠી રતિ,
દીઠી નિર્મળ નમ્રતા નયનમાં, પ્રત્યક્ષ તે પુરતી,
તારા ગુણ ગણી શકાય હું થકી, તેવી ન મારી ગતિ,
માટે પુત્રી પ્રસન્ન હે ! પ્રિય તને, અર્પું લઘુ આ કૃતિ. ૩

સત્કાર્યે ધરી ધૈર્ય આગળ ધસી, પાછી ન પાની કરી,
ભક્તિ ભૂધરની ભરી હૃદયમાં, વિવેક ના વિસરી,
દાઝી દીનતણા દુખે દીલવિષે, એ યાદ આવે અતિ,
માટે પુત્રી પ્રસન્ન હે ! પ્રિય તને, અર્પું લઘુ આ કૃતિ. ૪

**છગનલાલ ભાઇશંકર.**



# પ્રસ્તાવના.

બાળકેળવણી લાયક કવિતાની ઘણી અછત છે, તેથા તેવી કવિતાના જથામાં કંઇક ઉમેરો થાય એવા હેતુથી આ પુસ્તક મારા પિતાશ્રીએ રચેલું છે. બાળગરબાવળીના કેટલાક વિષય તેમને પસંદ પડવાથી તે આમાં તેમણે લીધા છે, તેથી તે ગરબાવળીના કર્તાના તે આભારી છે.

ભાષા જેમ બને તેમ સરળ અને સાદી રાખી છે. જ્ઞાન સાથે ગમ્મત મળે, ઉત્સાહ અને ઉમંગમાં વધારો થાય એવી બોધદાયક ગરબીઓનો પ્રસિદ્ધ અને દેશી રાગમાં બાળવર્ગથી તે છઠ્ઠા ધોરણ સુધીનો ક્રમવાર યથાશક્તિ પ્રમાણે સમાસ કર્યો છે. તદુપરાંત ટ્રેનિંગ કૉલેજમાં અભ્યાસ કરનાર માટે પણ તેવીજ ગોઠવણ રાખી છે.

ગરબીઓ કેમ ગાવી તેને માટે દરેક ગરબીના મથાળે એકેકી સુપ્રસિદ્ધ કડી ટાંકેલી છે, જેથી ગાનાર-ગવરાવનારને હરકત સોસવી પડે તેમ નથી. આ પુસ્તક માટે કંઈ ફેરફાર કરવાની કોઇના તરફથી યોગ્ય સૂચના થશે તો તેપર બીજી આવૃત્તિ વખતે ઉપકાર સાથે લક્ષ આપવામાં આવશે.

આ પુસ્તકની છપામણીના ખર્ચના સંબંધમાં ભાઇશ્રી ભોગીલાલ છગનલાલ રેશમવાળાએ યોગ્ય મદદ આપી છે, તે સારૂ તેમનો ઉપકાર માનવામાં આવે છે.

ખંભાત — પ્રસન્ન છગનલાલ.

## બાળપ્રાર્થના

[ 'રતનાળી સીતાજીએ વેણુ વગાડી'—એ રાગ. ]

હાથ જોડી હેતે હરિ પાય હું લાગું,
આપ પાસ નમી એટલું નાથ માગું. ૧

મહારાજ મને ઉમદી મતિ આપો,
મારી જડતાનું મૂળ જરેજર કાપો. ૨

સંપજંપ રહે સહુની સાથ સારો,
વિસરાય ન કોઇ તણા ઉપકારો. ૩

ખાર લે ન ખબર કોઇ દિવસ મારી,
વેર ઝેર વપુમાં વસે ન વિકારી. ૪

હોય પાપ અજાણપણેથી થયેલાં,
વીખી નાખો વિભુ વટ રાખી વહેલાં. ૫

મારાં વા'લાં માબાપ કુશળ રોજ રાખો,
કરુણાની નજરથી નિરંતર ઝાંખો. ૬

શુભ શાન્તિનો હાથ સદા શીર થાપો.
કોઈ દિન રહે દીલમાં ન કળાપો. ૭

મોગરામાં મીઠાશ રહે જેમ પૂરી,
તેમ વાણીમાં તેવી ભરાય મધુરી. ૮

સહુ વે'મની વાત ગણે મન ખોટી,
તેવી તેને તમે પાડજો ગમ મોટી. ૯

આપ ઉપર ભાવ હમેશ રખાવો,
નીતિ ધર્મનો મારગ સરસ બતાવો. ૧૦

શુદમાં જેમ ચંદ્રકળા રોજ ચઢતી,
મારા દેશની તેમ રહો રોજ બઢતી. ૧૧

મારી માગણીઓ સહુ મંજુર કરજો,
દીનાનાથ દયાળુ દયા દીલ ધરજો. ૧૨

બાળવર્ગ માટે.

## કોયલ વિષે*

[ કાળી કોયલ બોલે—એ રાગ. ]

કેમ કોયલ બોલે, કૂઉઊ
આંબાડાળ હિંદોળે. કૂઉઊ ૧

સાખ સુંદર ઝોલે, કૂઉઊ
ચઢી વાના વંટોળે. કૂઉઊ ૨

સ્વાદમાં આની સોળે, કૂઉઊ
ડાહી દિવસ ધોળે. કૂઉઊ ૩

ખસી તે લઈ ખોળે, કૂઉઊ
કોડથી કરકોલે. કૂઉઊ ૪

કાળી છે પણ તેનો, કૂઉઊ
રાગ કેવો મઝેનો. કૂઉઊ ૫

ગુણ પૂજાય રૂડા, કૂઉઊ
કાગ નિંદાય ભૂંડા. કૂઉઊ ૬



## એક કુકડાને રમાડતી છોકરી

[ અડીહડીના અવળા દોર—એ રાગ. ]

વા'ણું વાયુ ઉઠયા લોક,
જો ! છંટાય છટાથી ચોક,
ચતુર થઈ ચંચળા ન ચૂક,
બોલ રે કુકડા કુકુકુકૂક. ૧

* એક છોકરી ઇલાયદી ઉભી રહી કડી માંહેલી એકેકી લીટી બોલે અને બીજી છોકરીઓએ ફક્ત "કૂઉઊ" એટલુંજ બોલવું.

સુંદર તારી દિસે આંખ,
ચાંચ વળી પંકાતી પાંખ,
પાછળ પીંછાં ચળકે ખૂબ,
બોલ રે કુકડા કુકડુકૂક. ૨
માંજર રાતીચોળ જણાય,
પેખી પરવાળાં શરમાય,
માથાપર શો ? મૂક્યો ઝૂંપ,
બોલ રે કુકડા . કુકડુકૂક. ૩
કર હું આગળ સાચી વાત,
ભડકે છે શું ? ભોળા ભ્રાત.
જોર કરી ઝાઝું નવ ઝૂક,
બોલ રે કુકડા કુકડુકૂક. ૪
ઉધ્યો આપે કંઇક જવાબ,
જાગ્યો માગે જબરી થાપ,
તેં શું ? તેવી પકડી ટૂંક,
બોલ રે કુકડા કુકડુકૂક. ૫

## કબૂતર વિષે

[ રાગ ઉપરનો.]

કબૂતર જાતે બહુ કંગાલ,
બી'કણ ભોળું ભડકણ ભાળ,
જંતુની ના હાનિ કરે,
દડબડ દોડી દાણા ચરે. ૧
લોટણ લક્કી ગીરેબાજ,
પાળે ખુશ થવા જન કાજ,
ચાહૂ શિરાજી થરથરી,
કાસદિયાં વિસરાય ન જરી. ૨

અહીં ફરતાં તે છે જંગલી,
ગટર ગટર બોલે ઉલળી,
અસમાની છે તેનો રંગ,
ઉપજાવે અદકો ઉમંગ. ૩
પછવાડે લીસોટા બેય,
કાળા કાજળ સરખા તેય,
છાતીનો છુપે ચળકાટ,
ઘડયો વિધિયે એવો ઘાટ.



## સુઘરીના માળા વિષે

[ બિલ્લી વાઘતણી માસી—એ રાગ. ]

સુંદર સુઘરીનો માળો,
એ'નો ભાવ થકી ભાળો. ટેક.
સુઘરી સુઘરી લોક કહે, પણ સુઘરી ડા'પણ સાચું;
આપણને હેરત ઉપજાવે, કામ ન એનું કાચું. સુંદર૦ ૧
ગહન ગતિથી ઘાસ ગુંથીને, કીધી શુદ્ધ સફાઈ;
જાણે ટાંકી તરકીએ શું ? ટોપી આ મુગલાઇ. સુંદર૦ ૨
બચ્ચાં માટે બાકાં પાડી, બોકી ખાસ ખીલાવી;
ભલી જગા જોઇ વણુભયવાળી, જુક્તિ ઠીક જમાવી. સુંદર૦ ૩
બાર મેઘ તૂટે પણ બિંદુ, પડવા એક ન પામે;
છાશ અને ઘી ગળવા લોકો, લગાડતા સૌ કામે. સુંદર૦ ૪



## મનહર મેના

[ ડરમાં હું હીલ સાથ છોકરા ડરમાં હું હીલ સાથ—એ રાગ. ]

મારી મનહર મેના થનથન નાચી બોલ મધુરા બોલ,
તને અરપું મેવા હરખે રાચી કોડથકી કરકોલ.

લાયક રૂડી છેલ છબીલી, રૂપે રસીલી, રસીક રંગીલી,
અંતરના પટ ખોલ, મારી મનહર. ટેક.
જોયા કરે શું ? ટકટક સામું,
આમ કરે તે સંધુ નકામું,
લાગે મને ના કેમ ? હંગામું,
કેવી રીતે હું આનંદ પામું,
વા'લ થકી વા'લી સ્થિર વિરામું,
જયના ઝવાહિરમાં ઝટ જામું,
કે'તો તને મીઠી મસ્તક નામું,
તક સમજી કર તોલ, ડોલ, બોલ, દે કોલ. મારી મનહર૦

## વર્ષગાંઠના ઉત્સાહમાં ભરાતા સમાજમાં મદદ કરવા વિષે

[ હઠ સખી ડું બેઠી થા, નૃપ ઉભા કૃપાળુ હાં.-એ રાગ.]

વરસગાંઠ મારી આજ, સબબ તે સખી સમાજ,
ભરૂં હું સાજ કરી તયાર,આવજે તું મદદ કાજ. વરસગાંઠ૦ ટેક.
રજુ થયા છે ફૂલહાર, કલગી સાથ મૂલદાર;
અત્તર ગુલાબ પાન, આવશે થશે ન વાર. વરસ૦
વડું બીછાનું ઘેર છે, હરિતણી લહેર છે;
સરસ ચા' સીલોનની, લળી મહી લહેર છે. વરસ૦
માયાળુ છે માત તાત, હાંસીલો ભણેલ ભ્રાત;
ભાભીની તમામ વાત, જેને શીર ઉંચ જાત. વરસ૦
ડરતી ના દબાતી ના, છબીલી હે ! છુપાતી ના;
ઘટ મહી ગુંચાતી ના, શરમમાં સમાતી ના. વરસ૦
આવવા માંડી સખી, ખસીશ ના હવે તું બે'ન;
સરભરા ઉઠાવજે, યશ મળે આધિક એ'ન. વરસ૦

## સમાજનો ઉપકાર માનવા વિષે

[ ભૈરવી:-કોઇ રબકી મરજી કયા જાને—એ રાહ. ]

આ સુંદર આજ સમાજ મળ્યો, અંતરમાં અનહદ હર્ષ હળ્યો;
કળીતાં નવ કિંચિત જાય કળ્યો, સર્વોત્તમ તમ સદ્‌ભાવ ભળ્યો.
આ સુંદર૦
શુભ કર્મ તણો કણ આજ ફળ્યો, દુર્લભ દરશનનો લાભ લળ્યો;
તમ સજ્જનનો ઝટ બોલ પળ્યો, ઉપકાર ઘણો અમ શિર ઢળ્યો.
આ સુંદર૦
સુખ સત્ય સુગંધ સમીર વળ્યો, રસરંગ રસિક ધસી ઉછળ્યો;
ગજરા ફુલ સાથ ગુલાબ ગળ્યો, તનનો મનનો પરિતાપ ટળ્યો.
આ સુંદર૦

## શ્રવણની માતપિતા પ્રતિ ભક્તિ

[કલ્યાણ: આવો આવો આમ, સૌ બાળકો તમામ—એ રાગ.]

કરાવી જાતરા ચઢાવી કાવડે, પાંગળાં માબાપને રીઝી
કડે ધડે (ટેક)

સુઘડ સુશીલ હે! સુદઢ કુલીન વીર, શ્રવણ તને સાબાશ;
અણુમાત્ર તેં અંગ ન ચોર્યું, કે હઠયો ઉલ્લાસ. કરાવી૦ ૧
અવલ થકી તે આખર સુધી, હુકમ ઉઠાવ્યો શીર;
હોંસીલા શુભ હોંસ બતાવી, હાર્યો ના રજ ધીર. કરાવી૦ ૨
વાટે ઘાટે વિપત વેઠતાં, બહુ લીધી બરદાસ;
માયાળુ મમતી મનગમતા, રાખી નહિ કચાશ. કરાવી૦ ૩
મચકોડયું ના મુખ નહિ ત્યમ, કડવાં બોલ્યો વેણ;
નોંધી રાખ્યાં તેની સાથે, નેહભરેલાં નેણ. કરાવી૦ ૪
થશે દીકરા આ દુનિયામાં, થોડા તુજ સમાન,
'તું ને તું' તેજસ્વી તારૂં, ગાઇએ ગુણિયલ ગાન. કરાવી. ૫

# કસરત વિષે

[ આવો બાળકો આ વાર—એ રાગ ]

લટકતી આ લઈ દોરી, સખી સૌ આપણે ચાલો;
કુદી કરીએ સરસ કસરત,રહ્યો આ ઠામ રૂપાળો. લટકતી આ૦ટેક
વિના કસરત શરીર સારૂં, રહેના એ નિયમ જાણો;
સબબ તેની જરૂર છે ખાસ, ઉલટ અંગે અધિક આણો.
લટકતી આ૦ ૧
પચે ખોરાક તે પાકો, બને લોહી સરસ તેનું;
બને બાંધો બહુ મજબુત, ઝુકે બળ સામટું જેનું. લટકતી આ૦ ૨
અડે ના રોગ હઠે આળસ, વધે દીલમાં બહુ રસકસ,
ઘૂમે લોહી ધસી નસનસ,રહે સ્ફુરતી રસીલી બસ. લટકતી આ૦ ૩
શરીર સારૂં બધું સારૂં, નહિં તો ઘોર અંધારૂં;
શરીર વાંસે સમાયું સુખ, શરીર બચવાતણું બારૂં. લટકતી આ૦ ૪



## ઝેરી જનાવરથી દૂર ખસવા વિષે

ગરબી.

[ હાં હાં રે કે ચોરા છાબનના—એ રાગ ]

કાનખજુરા સાપ ઘો ને વીંછી,
તેના નામ ઉપર ફેરવો પીંછી. ૧
ચૂડ ભેરવે ચાકલણ ચંડાળણ,
તીખી તુચ્છ તણછ ઉડતી એ પણ. ૨
પાપી પૈડવાં કોડિયાં વિષવાળાં,
કામ કરે એ કાળ સરખાં કાળાં. ૩
અજગરો અનાડી અષ્ટબંગી,
મદમાતા મતોર જબ્બર જંગી. ૪

મધમાખી ઝીમેલ ભમરા ભમરી,
ડંખ મારે પીડા પ્રસરે જબરી. ૫

હડકાયાં હરાયાં જે પ્રાણી,
કરી નાંખે એ જીંદગી ધૂળધાણી. ૬

એવાં પ્રાણીથી ચેતી દૂર ખસવું,
તેના ભણી કદાપિ ના ધસવું. ૭

## માલણ મોગરો લાવ

[ મારી માત બહુચરા રે લોલ—એ રાગ ]

માલણ લાવ મોગરો રે લોલ,
ખોળીને ખરેખરો રે લોલ,
પૂરો હોય પાધરો રે લોલ. માલણ૦ ટેક. ૧

ગોઠવજે ગુલાબને રે લોલ,
છતી રાખી છાબને રે લોલ,
જોજે દેતી થાપને રે લોલ. માલણ૦ ૨

જાઇ જુઇની કળી રે લોલ,
મળી આવે નેટલી રે લોલ,
લેતી આવજે વળી રે લોલ. માલણ૦ ૩

વાસી તે ન લાવતી રે લોલ,
કસુર ના જણાવતી રે લોલ.
ન દીલ દુભાવતી રે લોલ. માલણ૦ ૪

જોજે વિસરી જતી રે લોલ,
ઘેલી કરતી ગતિ રે લોલ,
મારી ના જતી મતિ રે લોલ. માલણ૦ ૫

મારે તેનું કામ છે રે લોલ,
તું હાથ લગામ છે રે લોલ,
તને દેવું દામ છે રે લોલ. માલણ૦ ૬

વેણી મારે ગુંથવી રે લોલ,
પાડી જાત જુજવી રે લોલ,
ખરૂં મન મુંપવી રે લોલ, માલણ૦ ૭

## વિદ્યા કેમ આવે ? ( પ્રશ્નોત્તર ).

[ આવો રે વે'વાણો હમચી ફૂદવા—એ રાગ ]

શાણી રે સખી તને સગી બે'ન જાણી,
સગી બેનથી પણ સરસ પીછાણી,
પૂછું આણી વા'લ, સમજણ આલ, વિદ્યા કેમ આવે ! ટેક.

મને લાગે તેનો ગળકો, વિદ્યા કેમ આવે?
ચાલુ રે'તો ઉમળકો, વિદ્યા ઝટ આવે. ૧

મને ખરેખરો રહ્યો ખટકો, વિદ્યા કેમ આવે?
લથડે તો લટકો મટકો, વિદ્યા ઝટ આવે. ૨

મને શાન રહીને ભાન, વિદ્યા કેમ આવે?
ઘરથી રે'તો દૃઢ ધ્યાન, વિદ્યા ઝટ આવે. ૩

મને પડે નહિ બહુ ભૂલ, વિદ્યા કેમ આવે?
ફંટે તો ફોગટ ફૂલ, વિદ્યા ઝટ આવે. ૪

મને તનમન લાગી તાન, વિદ્યા કેમ આવે?
છટકી દે તો અભિમાન, વિદ્યા ઝટ આવે. ૫

મને સુધરી શુદ્ધ વિચાર, વિદ્યા કેમ આવે?
સમજે તો સઘળો સાર, વિદ્યા ઝટ આવે. ૬

## પહેલા ધોરણ માટે.

### ગરબી.

# વા'લી બહેનનું નિશાળે જવું.

[ મારી અંબામાને પેરણુ સાળુ જો—એ રાગ.]

મારી વા'લી બે'ન જાય નિશાળે જો,
ને વળગી સુખના ડાળે જો. ૧
મારી વા'લી બે'ન હઠ ના કરતી જો,
આનંદે હરતી ફરતી જો. ૨
મારી વા'લી બે'ન બહુ ના રમતી જો,
ના કોની પેઠે ભમતી જો. ૩
મારી વા'લી બે'ન વાંચે પાઠ જો,
ગમતો ના હાલો ઠાઠ જો. ૪
મારી વા'લી બે'ન ચઢે ન ચાળે જો,
કંકાસ થકી કંટાળે જો. ૫
મારી વા'લી બે'ન બળતા બાળે જો,
પાટી ખડિયો સંભાળે જો. ૬
મારી વા'લી બે'ન તામસ ટાળે જો,
નિશાળ તણા નીમ પાળે જો. ૭
મારી વા'લી બે'ન બોલે વા'લુ જો,
કે' કજિયાનું મોં કાળું જો. ૮
મારી વા'લી બે'ન વખત ન ગાળે જો,
તે ઘરથી દોડે હાળે જો. ૯
મારી વા'લી બે'ન લમણા લૂછે જો,
કૈં ભૂલ પડે તો પૂછે જો. ૧૦
સદ્‌બોધ ભણી તે ભાળે જો,
સમજણુ ના ઘરમાં ચાલે જો. ૧૧

# એને આળસ નથી.

**. ગરબી.**

[ અચકો મચકો કારેલી—એ રાગ. ]

એ ઉઠી સવારે દાતણ કરતી,
કરતી કળશાપૂંજા એ'ન, આળસ અંગ નથી એને.
માથું હોળાવી ના'ય પછી
હરખ કરતી હરિપૂજા, એ'ન, આળસ૦ ૧
પછી પાઠ પૂરો સમજી રહીને,
ગડિયા ઝટ ગોખી જાતી, એ'ન, આળસ૦
ગરબા ગરબી પદ ગીત રૂડાં,
સુર તાલથકી તે ગાતી, એ'ન, આળસ૦ ૨
લુગડાંનું જતન કરે ઝાઝું,
ચોપડીઓનું પણ તેવું, એ'ન, આળસ૦
પૂછે શરમાતી શરમાતી,
હોય કોઈ સમે કે લેવું, એ'ન, આળસ૦ ૩
નાનું મોટું ઘડિયાળ જુએ,
કૂંચીની ખબર પડે છે, એ'ન, આળસ૦
કલ્લાક મિનીટ ગણી કાઢે,
જોયું તે હાથ ચઢે છે, એ'ન, આળસ૦ ૪
ચીવટથી ચોખા દાળા વીણે,
હળવેથી આધણ મૂકે, એ'ન, આળસ૦
કંટેવાળો કરતાં કહીએ,
એ ચંચળબા ના ચૂકે, એ'ન, આળસ૦ ૫
પાણી ગળતાં ગૂંચાય નહિ,
નહિ ગરજ પડે કૈં મારી, એ'ન, આળસ૦
એ ગજા પ્રમાણે કામ કરે,
હૈયે રાખી હુશિયારી, એ'ન; આળસ૦ ૬

નિશાળ તણું તેડું ન ગમે,
જાય વખત ભલો એ વરતી, બે'ન, આળસ૦
મીઠા બોલી હસતી રમતી,
એનાથી આંખો ઠરતી, બે'ન, આળસ૦ ૭
એ દીવાની દીવટ વણતી,
પૂજાના વાસણ ઘસતી, બે'ન, આળસ૦
રૂડી વાત ભલી શિખામણની,
એના દીલમાં બહુ ઠસતી, બે'ન, આળસ૦ ૮

## બાળાઓની મિજબાની.*

( માળવડેથી જોગી આવ્યો—એ રાગ. )

આવો આવો અલીઓ આવો કરીએ આજ ઉજાણીરે,
ઉજાણીમા શું શું ? કરવું તે તમને કહું શાણીરે, હાંરેહાં૦ ૧
કાજૂકળિયા બદામ પીસ્તા મનગમતી ચારોળીરે, હારેહા૦
ખજુર ખારેક કોકડીઓ રેવડીઓ ખાંડે શોળીરે. હાંરેહાં૦ ૨
અખોડ અંજીર શક્કરપારા લીલી સુકી દ્રાખરે, હારેહાં૦
મૂળા મોગરીઓ મોળેલાં માની લેવાં શાકરે. હારેહાં૦ ૩
ગોળપાપડી ગર્સીઓ ધાણી ભાંયસીંગના બીયારે, હાંરેહા૦
ચણા પુઆ ને ચવડા ચોખા મગદળ પાપડ મહીયારે. હાંરેહાં૦ ૪
ઘણીઘણી ચીજ ગણી અથાણાભણી હવે તો વળીએરેહાંરેહા૦
જો! ભૂલમાંએ વાત રહે તો અધવચ ખાતાં ખળીએરે. હાંરેહા૦ ૫
બોળ ભલી સંભારી કેરી બડાક લઇને બોલેરે, હાંરેહાં૦
બીલી સાથે બોર મળે તો હરખે હૈયું ડોલેરે. હાંરેહાં૦ ૬

---

* છોકરીઓએ ગોળ કુંડાળું વળી એક બીજાના ખભાઉપર હાથ રાખી એક છોકરીએ ગરબી માંહેલી અડકી લીટી બોલવી, અને બીજીઓએ નીચાં નમી "હાંરેહાં" બોલવું.

ગોળ ચીરીયાં ગુંદાં ગરમર આંબાહળદર આદુરે, હાંરેહાં૦
લીંબુ કેરાં લાલ કરમદાં મરચું તો એકાદુરે. હાંરેહાં૦ ૭
છાનું છપનું તે નહિ ખપનું બાધ ધરમનો ના'વેરે, હાંરેહાં૦
એવી રીતે ભાગે પડતું ગજામુજબ સૌ લાવેરે. હાંરેહાં૦ ૮
હળીમળી ગોઠવણી મુજબ એકેકી ચીજ લાવીરે, હાંરેહાં૦
બે જણીઓ શરમાતી ડુસકાં ભરતી પાછી આવીરે. હાંરેહાં૦ ૯
તેને ખાસી ધીરજ આપી હૈયા સાથ લગાવીરે, હાંરેહાં૦
હળવે રહીને આંસુ લુછી શાન્ત થવા સમજાવીરે. હાંરેહાં૦૧૦
વાર ન લાગી વિનય ઉલટસહ ઝટપટ પીરસણુ ચાલ્યુરેહાંરેહાં૦
તે અટપાતાં તરત સહુએ જમવામાં મન વાળ્યું. હાંરેહાં૦૧૧
લોલો મારા સમ છે તમને આમ કરોછો શાનેરે, હાંરેહાં૦
નાના બસબસ બહુ થયુ બા કેમ હવે મન માનેરે. હાંરેહાં૦૧૨
એકમેકને હસ્તે મુખડે આગ્રહ ઉત્તમ ચાલ્યોરે, હાંરેહાં૦
અંતઃકરણતણો ઉમળકો જરા રહે ના ઝાલ્યોરે. હાંરેહાં૦૧૩
શરૂ થયા પછી ગરબા રહી ના એકે વાત અધુરીરે, હાંરેહાં૦
હસતા રમતા ઘેર સીધાવ્યાં ઉજાણી થઇ પૂરીરે. હાંરેહાં૦૧૪

## રસ્તામાં ચાલતાં સંભાળ રાખવા વિષે.

( રંગતાળી રંગતાળી રંગતાળીરે, રંગમાં રંગતાળી—એ રાગ. )

ઘોડાગાડી ઘોડાગાડી ઘોડાગાડી, સાભળજો બે'ન મારી.
જતાં આવતાં આવે આડી. સંભાળજો૦ ૧
ઉંટ હાથી વળી ભેંશ પાડા, સંભાળજો૦
ગાય મતોર સાંઢીઆ આડા. સંભાળજો૦ ૨
બાજુ ઉપર ચાલવું ચેતી, સંભાળજો૦
અડચણ નહિ આવે એથી. સંભાળજો૦ ૩
રમે ડુંડુંડું ઢોલ વગાડી, સંભાળજો૦
બહુ બજાણિયા પગ માંડી. સંભાળજો૦ ૪

કોઈ જગાએ બેલ મહારી, સંભાળજો૦
મચવી મુકે બહુ ભારી. સંભાળજો૦ ૫
જુએ ધીરે રહી લોક ધારી, સંભાળજો૦
ગુંજા કાતરૂફેરી કારી. સંભાળજો૦ ૬
આવી વેળાએ ફાવની સારી, સંભાળજો૦
માટે રાખવી બહુ હુશિયારી. સંભાળજો૦ ૭
ફરે લાકડાં માલનાં ગાડા, સંભાળજો૦
તેના પૂઠિયાપર રહે રાડા. સંભાળજો૦ ૮
તે તાણવાની ટેવ ભૂંડી, સંભાળજો૦
ફાંસ વાગે કાં તો આંખ જાય ફુટી. સંભાળજો૦ ૯
કંઈ છોકરા રાખે છાનાં, સંભાળજો૦
જુગતીએ જુગારનાં પાનાં. સંભાળજો૦ ૧૦
એની પાસે ઉભાં નવ રે'વું, સંભાળજો૦
શાણાં સમજુને શું ? કે'વું. સંભાળજો૦ ૧૧

## બોધ માનવા વિષે.

[ સામી બાંતે ચાર નળિયાં રે વરણાગિયા—એ રાગ. ]
રૂડા અંબોડા વાળિયે રે, બોધ માનીયે.
સીધે મારગ ચાલિયે રે. બોધ૦ ૧
ભૂંડા સામું ન ભાળીએ રે, બોધ૦
નીચાં નેણાં ઢાળીએ રે. બોધ૦ ૨
ભણતાં ના કંટાળીએ રે, બોધ૦
ટાઈલી વાતો ટાળીએ રે. બોધ૦ ૩
ટેક બહુ સંભાળીએ રે, બોધ૦
બોલ્યું પોતાનું પાળીએ રે. બોધ૦ ૪
આળસને ઉછાળીએ રે, બોધ૦
ફોગટ કાળ ન ગાળીએ રે. બોધ૦ ૫

છીંકતાં છીંકું ન પાડીએ રે, બોધ૦
નરસી ટેવ નસાડીએ રે. બોધ૦ ૬
કજીયો ના ઉફાળીએ રે, બોધ૦
હુંપદ ઝટ ઉલાળીએ રે. બોધ૦ ૭
સીલેટપેન ના ઉછાળીએ રે, બોધ૦
રીઝીએ ડા'પણ ડાળીએ રે. બોધ૦ ૮

## ભણવા વિષે.

[આવ્યાં તો ભલે આવ્યાંજી—એ રાગ.]

ભણીએ ભાવે ભણીએજી,
ભણીએ તેવું ગણીએજી. ૧
લાભ બરાબર લણીએજી,
છકના બીને છણીએજી. ૨
આવી હરકત અણીએજી,
હિંમત રાખી હણીએજી. ૩
વરવી વાણી વણીએજી,
ધરીએ ધીકતા શણીએજી. ૪
ચાતુરી ચિત ચણીએજી,
ખાંપણ ખંતે ખણીએજી. ૫
નકટાની નોંધણીએજી,
કોઇ દિવસ ના ચર્ઢીએજી. ૬
ડાહ્યાંડમરાં બણીએજી,
ઢાલાં નાજ દંઢણીએજી. ૭
છે બીજી શીખ ઘણીએજી,
રમીએ કાચ ન કણીએજી. ૮

# ગાયના ગુણ.

## ગરબી.

( મારા સમ બોલોને વા'લા—એ રાગ. )

ભલી ગાય આવ તને ભેટું,
ગમે તુંથી પડવું નહિ છેટું. ભલી૦ ટેક. ૧
ઉભી ગોળ સીગડીઓ તારી,
ચારે પગ સરખાની બલીહારી. ભલી૦ ૨
ખરીમાહી ફાટ પડી ખાસી,
પુછડલાના વાળ નહિ રાશી. ભલી૦ ૩
ઝણુણુ વાગે ઝાંઝરીઓ પોલી,
કરે કાન ખુશ ખરા બોલી. ભલી૦ ૪
ગમે તારૂં દુધ પીવું તાજુ,
એમાં ચિત્ત ચોટી રહે ઝાઝું. ભલી૦ ૫
પુજો ઘાસ ગોતું એવું ખાતી,
દેતી દુધ દોણી ભરી જાતી. ભલી૦ ૬
બહુ ચીજ દુધતણી થાતી,
ખરે આખી ખલકમાં પંકાતી. ભલી૦ ૭
દહી ઘી મલાઈ ને દૂધપાક,
બહુ મીઠી બાસુદીનો નહિ થાક. ભલી૦ ૮
માખણ પેંડા બરફી મજેની ખીર,
શીખંડથી થંડક વળતી શરીર. ભલી૦ ૯
આવે ભાં ભાં કરતી સમી સાંજે,
વાછરડાંની ધવરાવી ભૂખ ભાંજે. ભલી૦ ૧૦
ગવાનક આવ તને ધાલું,
પૂળી નાંખી પ્રેમથી પંપાળું. ભલી૦ ૧૧

## સાતવાર.

### ગરબી.

( સખી સાંભળો સુહાગીરે—એ રાહ. )

આદિત ઉગ્યો આકાશમારે, સખી મારૂં મન મોહ્યુંરે.
ફરતી હું ઉલ્લાસમાં રે, સખી૦ ૧
સોમ શુભ શીવવાનુ શીખતી રે, સખી૦
સીવવાનો સામાન સાંચતી રે. સખી૦ ૨
મંગલ મોજા હાથના રે, સખી૦
કરૂં તૈયાર પગ સાથના રે. સખી૦ ૩
બુધ બાહુબહુ સંભાળથી રે, સખી૦
ઉનની આંટી કાઢતી રે. સખી૦ ૪
ગુરૂ કુસુમ હાર ગુંથતી રે, સખી૦
ચીતરવાનું ન ચુકતી રે. સખી૦ ૫
શુક્ર સીલેટ પેન માંજતી રે, સખી૦
લુંછી પછી દીલ રાચતી રે. સખી૦ ૬
શની શીખી હોઉં જેટલું રે, સખી૦
યાદ કરી જાઉં તેટલું રે. સખી૦ ૭
સાતવાર એમ સંભાળથી રે, સખી૦
ખાનગી વખત કાઢી ગાળતી રે. સખી૦ ૮

---

## નિશાળે જવા વિષે.

### ગરબી.

( ગોકુળીએ લઇ ચાલ કે, ઓધવરાજ અમને—એ રાગ. )

આપું ઉલટથી હું ઉત્તમ, બોધ કુમારીઓને,
પડશે તેથી ઘટમાં ગમ, બોધ કુમારીઓને. ટેક.
નિત્ય વેળાસર જાવું નિશાળે,
ખળવું નહિ કોઇ ખાળે. બોધ૦ ૧

ફોગટ ગેરહાજર ન રહેવું,
સમજુને ઝાઝું શું કે'વું. બોધ૦ ૨
છુટી થઇ કે તરત ઘેર વળવું,
બીજી રમતમાં ન ભળવું. બોધ૦ ૩
લક્ષ લગાડી બરાબર ભણવું,
ભૂલ્યાં તો તે ફરી ગણવું. બોધ૦ ૪
ગુરૂ માબાપમાં ભેદ ન ગણવો,
ખોડીલો મારગ ખણવો. બોધ૦ ૫
ગુરૂ શિખામણ ઘટમા ખુંપવવી,
મરજી ન તેની દુભવવી. બોધ૦ ૬
બેસી વરગમાં ન ધાંધલ કરવું,
સભ્યપણું શુભ ધરવું. બોધ૦ ૭
કોઇતણી ચીજ કાંઇ પડેલી,
હોય આપણને જડેલી. બોધ૦ ૮
છળકળ છેહથકી ન છુપવવી;
અથવા ન કોની ઝુંટવવી. બોધ૦ ૯
માથાવટી આપણી થાય હલકી,
કરવી એવી રીત અળગી. બોધ૦ ૧૦
નીતિને વળગી સદૈવ રહેવું,
છે એ છગુનું કહેવું. બોધ૦ ૧૧

## બીજા ધોરણ માટે

## "હું આજ નિશાળ જોવા ગઇ હતી."

### ગીત.

[ મારૂં માણેક જેવડું મોતીરે—એ રાગ. ]

મા હું આજ નિશાળ જોવા ગઇ'તીરે,
ધાટ રાખી ઘડીક ઉભી રહી'તીરે. ૧

નાના મોટા જોયા મેં તો નકશારે,
જેની થાતી હતી રોજ રક્ષારે. ૨
એક બાજુ આકારની પેટીરે,
બીજી રંગનાણી તે ન છેટીરે. ૩
નેહ સાથે નજર નાંખી હેઠીરે,
ઝૂકી જોતી બાળાઓ બેઠી બેઠીરે. ૪
એક બાગે રમવાનો મળે છૂટીરે,
રમે બાળા ઉલટભેર ઉઠીરે. ૫
ગોળ વિધવિધ રંગના લખોટારે,
શોભાદાર છટામાં નહિ છોટારે. ૬
ગોળો ધાટીલો પૃથ્વીનો રૂપાળો,
ફરે ફેરવતાં તે પ્રત્યક્ષ ભાળ્યોરે. ૭
રૂચે રેતીવાળી રસીલી શીશીરે,
પડે રેતી રૂપાળી આવે દીસીરે. ૮
વર્ગાવર્ગીના રસ્તા દીઠા નોખારે,
બાળા બોલતી બોલ બહુ ચોખારે. ૯
ચાર બાજુ હવા સફાઈ સારીરે,
ફરી જોતા નજર ઠરી મારીરે. ૧૦
મીઠાં બોલા માયાળુ મહેતીજીરે,
પાઠ લેતા હતાં હૃદય રીઝીરે. ૧૧
મને પાસ બોલાવીને બેસાડીરે,
કહ્યું આવજે અહીં દા'ડીદા'ડીરે. ૧૨
ભણ્યા વિના મનુષ્ય પશુ તુલ્યરે.
કહું સત્ય કરું ન તેમાં ભૂલરે. ૧૩
માટે કાલ તું મને મુકી આવરે,
મારૂં નામ ત્યાં દાખલ કરાવરે. ૧૪

## લખતાં હાથ હળવો રાખવા વિષે.

[ મોહનજીએ મોકલ્યુંરે મોસાળું—એ રાહ. ]

હોંસીલી તું રાખજે હાથ હળવો,
ભાર ના જોઇએ તેમાં ભળવો. હોંસીલી૦ ટેક ૧
લે આ કોડીલી કલમ રૂપાળી,
ભરી ખડિયામાં છે શાહી કાળી. હોંસીલી૦ ૨
ટાંક બોળ બરાબર સારી,
રાખ હૈયે બહુ હુશિયારી. હોંસીલી૦ ૩
જેમ મોતીની હાર જડેલી,
તેમ પંગત તેવી પડેલી. હોંસીલી. ૪
એવા હસમુખી હરફ મઝેના,
કાઇ ભૂલ જણાય રજેના. હોંસીલી૦ ૫
જોજે ડબ કાંઇ પડતો ન ડબકો,
જે કે ખવરાવતો બહુ ઠપકો. હોંસીલી૦ ૬
આવે કાગળને ન અચરકો,
તેવો ધરજે ખરો મન ખટકો. હોંસીલી૦ ૭
કોઇ શાહી કલમથી હલાવે,
ત્રાસ તરછોડી બહુ ઉપજાવે. હોંસીલી૦ ૮
બુરી રીતે બિછાનું બગાડે,
ચોખી ચાદરપર ડાઘ પાડે. હોંસીલી૦ ૯
એવું ડગલું ગાફલથી ન ભરતી,
રૂડા બોધે રે'જે અનુસરતી. હોંસીલી૦ ૧૦

---

## બંધ (ધારો) બાંધવા વિષે.

[ ધોળકામાં ધરમસી ફુલતો, મેઘાડંબર ગાજે—એ રાગ. ]

મળીને સૈયર સહુ આપણે, બંધ બાંધીએ સારો,
ઉલટાં ન એ થકી વરતવું, લૈયે ઉમદા વિચારો. ૧

ગંદાં ન રે'વું આપણે, ઘેલી સાથ ન રમવું.
ધપવું ન લોક લડે જહાં, નહિ ફોગટ ભમવું. ૨
સમજુની સારી શિખામણો, રૂડી રીતે સાંભળવી,
પુરવી ન તેમાં ટાપસી, લાભની વાત રળવી. ૩
[1]ખાટું ખારૂં તીખું તમતમું, મસ ઉનું ન જમવું,
માલ રહે મિતાહારમાં, નુકસાન ન ખમવું. ૪
ચોખી વળી ચીજ રાખવી, ચોખાં રે'વું શરીરે,
પગથીથી ચઢવું ઉતરવું તે, પગ માંડીને ધીરે, ૫
ચાવટીયાં થઇને કદી, ચાડી ચુગલી ન કરવી,
ચોરી મોરીમાં નાંખવી, ચોખી વાત ઉચરવી. ૬

## ખરાબ ટેવ ટાળવા વિષે.

### ગરબી.

| સુડો સોપારીને લે ગયો રે લોલ—એ રાગ |

ટાળજો ખરાબ ટેવ ટાળજો રે લોલ.
ચાલજો ચતુર રૂડી ચાલ જો. ટાળજો૦ ટેક.
જોરતણા જુલમાં ન કુટશો રે લોલ,
કૃત્યાની રૂપ ધરી કરાળ જો. ટાળજો૦ ૧
ચાડીને ન પાડા ચાળા કોઇના રે લોલ.
એથી ભલો ભાગી જાય ભાર જો. ટાળજો૦
ઘેલછા ઉઘાડી થાય આપણી રે લોલ.
નીકળે જરા ન તેમાં સાર જો. ટાળજો૦ ૨
કુવા તળાવની કિનારીએ રે લોલ,
હાલી હીંગાડોળીમાં ન માલ જો. ટાળજો૦
જીભ બા'ર કાઢવી ને ઘાલવી રે લોલ,
તેમાં તમે પામશો ન નાલ જો. ટાળજો૦ ૩

---

[1] હદ ઉપરાંતનું હોય તો.

ભુંડ જેવાં કૈંક ફરે છોકરાં રે લોલ,
રાખે ન શરીરની સંભાળ જો. ટાળજો૦
વાંદરાંની પેઠે કરે દાંતીયાં રે લોલ,
બોલતાં પડેજ મુખે લાળ જો, ટાળજો૦ ૪
ખાય ધુળમાં ખરાં ગોટીમલાં રે લોલ,
ધારે નહિ કાંઈ ઢંગઢાળ જો. ટાળજો૦
આમ રોજરોજ કાળ ગાળતાં રે લોલ,
છગુ તેના આગળ શા ? હાલ જો. ટાળજો૦ ૫

## ભલો ભલાઈ તજતો નથી.

[ રાગ ઉપરનો. ]

ભલો તજે ન ભલાઇને રે લોલ,
બુરો તજે ન બુરાઇ જો; ભલો૦ ટેક.
તેલમાં તળીને વડું કાઢીએ રે લોલ,
તોયે તે તજી ન દે વડાઇ જો. ભલો૦ ૧
હાથી કેડે કૂતરાં ભસે ઘણું રે લોલ,
મારવા તડી જશે ન ધાઇ જો. ભલો૦ ૨
ચંદનને ચીરીં સળગાવીએ રે લોલ.
વિસરે ન આપતાં સુવાસ જો. ભલો૦ ૩
સોનું ખરી આગમાં તપાવીએ રે લોલ,
તેમ છતાં આપતું ઉજાસ જો. ભલો૦ ૪
વાંખો પીંખો રૂને વળી કાંતીએ રે લોલ,
આપણું તે ઢાંકતું શરીર જો. ભલો૦ ૫
કેવી એ નવાઈ તણી વાતછે રે લોલ,
ચુકે નિજ ધર્મ નહિ ધીર જો. ભલો૦ ૬

# બાર માસ.

## ગરબી.

[ હો ! રંગરસીયાજી—એ રાગ ]

કારતક કિંચિત્ દે ન કરમને દોષરે, સાહેલી,
જે કલ્પિત તે પર વ્યર્થ શું રાખે રોષ, શાણી સાહેલી. ટેક ૧
માગશર ખોટા મંત્રજંત્ર તું માનરે, સાહેલી.
ને ઉપર ના કર કહીએ શકરા કાન. શાણી૦ ૨
પોષ પંડ પિશાચતણો છે ખોટોરે, સાહેલી,
મતલબીયા લોકે વાળ્યો જબરો ગોટો, શાણી૦ ૩
મહા સમજજે મૂઠ ચોટ પણ તેવી રે, સાહેલી,
કમજો ઉજવવો એ પણ વાતો એવી. શાણી૦ ૪
ફાગણ હોળીમાં આ સઘળું હોમરે, સાહેલી,
કંપાવીશ તારાં રંચ નહિ તું રોમ. શાણી૦ ૫
ચૈત્ર બરાબર ચિતડું ચોકસ રાખરે, સાહેલી.
ઝટ નજર ઉતારા હૈયેથી હરી નાંખ. શાણી૦ ૬
વૈશાખ વંત્રીઓ આમલીએ રે'તી રે, સાહેલી.
એ ઘેલી ગપને ગાડી ના દુખ સે'તી, શાણી૦ ૭
જેઠ ઠગારા જોશીનો ઉપદેશ રે, સાહેલી,
છે હરકતકરતા હણજે મારી ઠેસ. શાણી૦ ૮
અષાડ આખડીઓમાં ના અખડાતી રે. સાહેલી,
જોજે બાધાના બંધનમાં સપડાતી. શાણી૦ ૯
શ્રાવણ શુકન મુરતના કરતી ફરતી રે, સાહેલી.
ગૃહ જડના ડરથી અંતરમાંના ડરતી. શાણી૦ ૧૦
ભાદરવે ભૂવા ભોળી ભરમાવે રે, સાહેલી,
દોરા ચીઠ્ઠા માદળીયાંથી લલચાવે. શાણી૦ ૧૧

આસો ઉજળીએથી નાસે તાવ રે, સાહેલી,
ભુંડણીઓ આવા ઉંધા ખેલે દાવ. શાણી૦ ૧૨
અધિક અધિક વેંમોથી દેશ વિંધાય રે, સાહેલી,
વદનો છગુ કેમ કરીને ચઢતી થાય. શાણી૦ ૧૩



## ગુજરાત વનસ્પતિની ધાટી ઘટા. ભાગ ૧ લો.

### ગરબી.

[વ્રિજવાંસળી રેલોલ, તાળી લેતાં વાગે ઝાંઝરઝુમખાં રેલોલ એ રાગ.]

જોવા જોગ છે રે લોલ, ધાટીલી આ ગુજરાત આપણી રે લોલ.
નાનાં મોટાં ઝાડ જેમાં જામીયાં રે લોલ,
કેટલાકનાં કહું નામ, જોવા૦
શોભા એની હું શી કહું રે લોલ,
ફરવાનો ખાસ દીસે ઠામ. જોવા૦ ૧
આંબા આમલી લીમડા રે લોલ,
એખરા સીસમ સાગ, જોવા૦
વડ પીપર ને પીંપળા રે લોલ,
ચંદન કેશુ અથાગ. જોવા૦ ૨
જમરૂખી સીતાફળી રે લોલ,
રાયણુ રાતી રાતી ચોળ, જોવા૦
બીલી ખજૂરી ખેર ખીજડા રે લોલ,
બાખરાને સીમળાની ઓળ. જોવા૦ ૩
બીજોરી સોપારી કેળ ફાલતી રે લોલ,
જાંબુડાના જૂથનું શું જોર, જોવા૦
આવળ તાડ ઊમરડા રે લોલ,
બોરડીએ બાઝી રહ્યાં બોર. જોવા૦ ૪
લીંબુડી નારંગી દ્રાખ સંતરાં રે લોલ,
મહુડા પપૈયા પપનસ, જોવા૦

કમરખ દાડમ કીમતી રે લોલ,
અંજીર ફાલસાં ફણસ. જોવા૦ ૫
આસોપાલવ ઓપતા રે લોલ,
કણઝી ને કાચકી કદંબ, જોવા૦
વડગુંદાં ગુંદી વળી રે લોલ,
નિર્મળ નાળિયેરી રમ્ય, જોવા૦ ૬
બાવળ સેતુર સેકટા રે લોલ,
કર્મદી પિલુડીઓ બદામ, જોવા૦
હરડાં બેડાં આમળાં રે લોલ,
ત્રિફળાં એ અન્ય એનું નામ. જોવા૦ ૭

## ભાગ રજો.

[ રાગ ઉપર પ્રમાણે. ]

ધાન્ય જથાબંધ અહિં થાય છે રે લોલ,
શ્રી હરિની શુદ્ધ દીસે મે'ર, જોવા૦
બાગ બન્યો આનો કોઇ કારમો રે લોલ,
જ્યારે જોઇએ ત્યારે લીલા લે'ર. જોવા૦ ૧
ઘઉં ડાંગર જવ બાજરી રે લોલ,
અળસી મકાઇને કપાસ. જોવા૦
તલ તુવર વળી એરંડી રે લોલ,
સરસવ શેરડી નિકાસ. જોવા૦ ૨
મગ મઠ વાલ વટાણા ચણા રે લોલ,
ઝુકી રહી જોરમાં જુવાર, જોવા૦
ચોળા અડદ ચોપાસમાં રે લોલ,
ના રહે ગુવારનો સુમાર. જોવા૦ ૩
કોડીલી કસુંબી કીમતી ઘણી રે લોલ,
ફુલ જેનાં રાતાં રાતાં ચોળ. જોવા૦

ફુલનો રંગ ફરે નહિ રે લોલ,
કોણ જાણે કેવો ચઢ્યો ઢોળ. જોવા૦ ૪
ખસખસના શા ! છોડવા રે લોલ,
ઝમે જેના જીંડવે અફીણ, જોવા૦
આવે દવાના કામમાં રે લોલ,
તેમ છતાં ખાય મતિહીણ. જોવા૦ ૫
કળથી કોદરા નાગલી રે લોલ,
લાગ કાંગ બંટી સામો બેશ, જોવા૦
રાતડીઓ શો ? ફરતો રે લોલ,
મહાલતો મનોર તે વિશેષ. જોવા૦ ૬

## ભાગ ૩ જો.

[ રાગ ઉપર પ્રમાણે. ]

ફલની છે જાત પૂરતી રે લોલ,
બહુ પ્રતાપી ભૂમિ આ ગણાય, જોવા૦
ગજરા હાર ગુંથાય છે રે લોલ,
જ્યાંને ત્યાં એ બે'ક બે'ક થાય. જોવા૦ ૧
પારિજાતક મોગરો રે લોલ,
ગુણી ગુલછડી ગુલદાઉદી, જોવા૦
ચંપો ચંબેલી વળી રે લોલ,
ઝુકી રહી ઝાઝી જુઈ જાઈ. જોવા૦ ૨
દાનો ડમરો દીપતો રે લોલ,
માલતી ગુલાબ ગુલબાસ, જોવા૦
કુંદકળી કેવડો કારમો રે લોલ,
તુલસી તગર દે સુવાસ. જોવા૦ ૩
ગુલ્લાલા ગુલદાવદી રે લોલ,
કારમી કરેણનો જમાવ, જોવા૦

સોપારી ગોટાની હાર હીસતીરે લોલ,
હજારીનો કોણ પૂછે ભાવ. જોવા૦ ૪
સુરજમુખી પોયણાં રે લોલ,
કુમળાં કમળનો ન પાર, જોવા૦
ભમરાઓ આળોટતા રે લોલ,
ભારે કરી મૂકતા ગુંજાર. જોવા૦ ૫
તનમનીયાં અટ મોગરો રે લોલ,
મલ્લિકા ધંતુર ધામધુમ, જોવા૦
ઓરસળી હોંસ ઉપજાવતી રે લોલ,
કામની પંડ ન કાંઈ ખુમ. જોવા૦ ૬



## ધોરણ ત્રીજા માટે.

## સત્ય બોલવા વિષે.

### ગરબી.

[ શ્યામ રંગ સમીપે ન જવું, મારે આજ પછી
શ્યામ રંગ સમીપે ન જવું.—એ રાગ ]

સત્ય વાત બોલવી સદાય, મારી વા'લી બે'ન,
સત્ય વાત બોલવી સદાય. ટેક.
જેમ શુદ્ધ દૂધમાં દહીં જરાક જો પડે,
તો જરૂર દૂધ તે ખટાય, મારી૦
તેમ સત્યમાં અસત્ય ભેળસેળ થાય તો,
મૂળ સ્વાદ સર્વ સમેટાય. મારી૦ ૧
હીકમતે કાગળની હોડી કરી કારમી,
તે થકી સમુદ્ર શું ? તરાય, મારી૦
સત્યથી કદાચ શીર દુઃખ સોસવું પડે,
તોય તે થકી શું ! થઇ જાય. મારી૦ ૨

હોય જે કુલીન તે કદાપિ સત્ય ના તજે,
આમતણો આમ સૂર્ય થાય, મારી૦
અસલ રામ ધર્મ હરિશ્ચંદ્ર આદિ જે થયા,
કેવી તેની કીરતિ ગવાય. મારી૦ ૩
સત્ય વાત કે'વી અને સત્ય વાત સુણવી,
સત્ય વાત પંચમાં પૂજાય, મારી૦
જૂઠથી જરૂર દુખ ઉપજે છગુ કહે,
એરી તેની ઝાળ ના હોલાય. મારી૦ ૪

---

## ઇશ્વરનું સ્તવન.

### ગરબી.

[ તમે જાણો ભલીભાત બાઇ હિંદવાણી—એ રાગ ]

જગત બાજી આ જમાવી, તેને નિત્ય નમું.
ખરી ખુબી આ ખીલાવી, તેને૦ ૧
ઝાઝી જુગતી આ જણાવી, તેને૦
વિવિધ વસ્તુઓ વસાવી, તેને૦ ૨
અમી ચંદ્રમાં હિંચાવી, તેને૦
શોભા સૂર્યમાં સમાવી, તેને૦ ૩
તારા જોત આ તગાવી, તેને૦
પવન ફૂંક આ ફૂંકાવી, તેને૦ ૪
તરૂ ટીશીઓ ટીંગાવી, તેને૦
લતા વેલીઓ લચાવી, તેને૦ ૫
ગિરિ ટોચ આ દીપાવી, તેને૦
મેઘ ગર્જના કરાવી, તેને૦ ૬
વીજ કાટકે ચઢાવી, તેને૦
ઝડી મેઘની ઝુકાવી, તેને૦ ૭

ધરી પર ધરા ધરાવી, તેને૦
ભલી રીતથી ભમાવી, તેને૦ ૮
માયા મૂળથી મચાવી, તેને૦
નજર નેહની નિભાવી, તેને૦ ૯
એવી ખલક ખૂબ પાળી, તેને૦
પીડા જીવની પ્રજાળી, તેને૦ ૧૦

## ભોજન વિષે.

[ શંકર વસે કૈલાસમાં—એ રાગ. ]

આજે જેજે જમી ભોજનો, સખી તે તને સુણાવુંરે.
ગણજે ભૂલી રખે ના જતી, કે'તી હોઉં તો લખાવુંરે.
આજે૦ ટેક. ૧

ઘીમાં ઝબોળી રોટલી રે, શી ! લાપશી શ્રીકાર,
લાડુ લાખેણી વેડમી, દૂધપાક મઝેદાર રે. આજે૦ ૨
બાસુંદી શીખંડ ને રે, માલપુડામાં માલ,
પકવાનો પાંચે હતાં, તેથી ઠીક પડ્યો તાલ રે. આજે૦ ૩
શીરો સેવો બિરંજનેરે, તરે તરે'ના શાક,
ખાસાં પુરી ખીર દહીંવડાં, ખાતાં લાગે નહિ થાકરે, આજે૦ ૪
ભજ્યાં ભલાં ભાજી ઢોકળાંરે, બહુ જાતનાં કઠોળ,
ચટણી પાપડ શુભ રાઇતાં, દાળભાત આની સોળરે. આજે૦ ૫
અવલી અથાણાની વળી રે, કઢી વડી સંગાત,
રૂડી કચોરી રાજતી, શું શું રાખું હું તે યાદરે, આજે૦ ૬

# પંખીનાં લગન.

## ધોળ.

[ સુરત શે'રની ગુજરી સમી સાંજ ભરાયરે—એ રાગ ]

બાળક ચકલી બાઇનો, એ માસનો પરણે,
ધીંગ નગારાં ધમધમે, થયા વેવાઈ શરણે. ૧
કંકોતરીથી કોડીલાં, સહુ પંખી ભરાયા
જુએ લગન અધીરાં થઇ, હરખેથી હરાયા. ૨
મેના કોયલ મળી મીઠડાં, ગીત ગાય ફુલાઇ.
ઝીલે ઝૂકી ચલ્લીઓ, ચિત્ત રાખી ચટાઇ. ૩
ટીટોડી આલ્યુંમેલ્યું કરે, ચાતકી ચાલે લટકે,
કુકડીઓ બની ફુટડી, બન્યાં સાથ ને ભટકે. ૪
મોર બપૈયા માંડવે, જાન જુગતે ભરાઇ,
સારસ પોપટ હંસલા, આવ્યા દુરથીજ ધાઇ. ૫
ગીધ ઘૂઅડ કાગ ચીબડી, બાજ હારયળ હોલા.
સુઘરી બતક ઢેલ સારિકા, કાકાકૌઆ ચકોરા. ૬
સૂડા ચાતક બુલબુલ વળી, છેલ તેતર ટોળી,
ચંડોળ કૈંક કબૂતરો, બેઠા અત્તર ચોળી. ૭
બગલા ભગત ગોર ફેરવે, શુભ મંગળફેરા,
સરકી જતા તે સાંધતા, છેડા ગાંઠણ કેરા. ૮
વરરાજા રૂએ બાપડો, રાતો ચોળ થઇને,
આવી માની મા દોડતી, એક ઘુઘરો લઇને. ૯
દાદા ને બાપ બન્ને મળી, તાળી પાડે રૂપાળી,
ચપટી વગાડે ચોંપથી, વળી ઠઠણાવે થાળી. ૧૦
મોસાળિયાં શું છે કહી, આવ્યાં એ પણ ઉઠી,
કંસાર ખાવો છે કની ? કેમ ! વાળે છે મૂઠી. ૧૧
એમ અનેક ઉપાયથી, છાનો રાખ્યો પરાણે,
કન્યા ખોળામાં ઉંઘતી, એ તો કાંઇ ન જાણે. ૧૨

સમડી વહી ખારીલીઓ, નાંખે ઉંડા નીસાસા,
લા'વો ન લીધો આપણે, ન ફળી કાંઇ આશા. ૧૩
ચકલી કેવી મોડ ઘાલીને, ચાલે રૂમઝુમ કરતી,
એની દશા હાલ પાધરી, આપણી છે ઉતરતી. ૧૪
શોભાનો પાર મળે નહિ, સહુ સાજ સુહાવે,
સાજન બેઠું દબદબે, ચેવલી પાન ચાવે. ૧૫
પે'રામણી પો'ચી સરવને, પરિપૂરણ ભાવે,
રૂડા જીયાવરની જાનમાં, ઝાઝેરો જશ આવે. ૧૬
નજર આગળ કાંઈ ના પડે, કોઇ વાતની ખામી,
જમીને નવાંનવાં ભોજનો, જાન આનંદ પામી. ૧૭
છેડી છગુએ વારતા, સાર ઉંડો સમજવા,
સમજે તો લાભ અલભ્ય છે, નહિ તો પછી હસવા. ૧૮

## ચોકખાં કપડાં રાખવા વિષે.

### ગરબી.

[ શીખ સાસુજી દેછેરે વહુજી રો' ઢંગે—એ રાગ. ]

ચોકખાં કપડાંની રે, ટેવ તમે રાખો,
મેલાંથી બહુબહુરે, બણબણશે માંખો. ૧
ચોકખાં કપડાંથી રે, સજ્જનમાં મળતું,
બહુ માન મજેનુંરે, ખાવ્યું ના ખળતું. ૨
ચોકખાં કપડાંથી રે, મગજ રહે તાજું,
અતડું ન લાગે રે, શરીર રહે સાજું. ૩
ચોકખાં કપડાંથી રે, ચંચળતા વાધે,
કુશળતા કેરાં રે, કરમી ફળ લાધે. ૪
ચોકખાં કપડાંથી રે, શરીરતણી શોભા,
મેલાંથી ઉલટી રે, અંતરમાં ઓભા. ૫
ચોકખાં કપડાંથી રે, દૂર રહે વ્યાધિ,
માટે તે નિયમ રે, લેવો ઝટ સાધી. ૬

માખી પણ કરતી રે, માખી મધપૂડો,
દરપણના જેવો રે, દરશાતો રૂડો. ૭
ડાધાડૂધીનું રે, દીઠ જણાય નહિ,
સુઘડતા એની રે, મુખ ન જાય કહી. ૮
કઈ શાળા પકડી રે, શિક્ષક કોણ મળ્યો, !
ચોકખાઈ વિષેના રે. પાઠે ચાહી વળ્યો. ૯

## છુંદણાં ન છુંદાવવા વિષે.

**ગરબી.**

[ મહી ઢળશે મારૂં, મોહનલાલ, મહી ઢળશે મારૂં—એ રાગ ]

છુંદણાં ન છુંદાવો, ભલા થઈ. છુંદણાં ન છુંદાવો.
રૂડી એ રઝળાવો, ભલા ટેક.
છુંદણાંથી શોભા નથી પણ ઓભા,
ગોબાનો ઘેરાવો, ભલા૦ ૧
મેંશ તથા તુળસી બળવી ના,
મંડાણ મંડાવો. ભલા૦ ૨
નાક અને બેઉ પાંપણ વચ્ચે.
નખલો ન નીપજાવો, ભલા૦ ૩
લાહુમાં લાહૂનું ગાડું ન ગાડું,
ચિન્તાનો ચકરાવો, ભલા૦ ૪
કાનખજૂરા વીંછી વગેરે,
ચાહી શું ચાનરાવો, ભલા૦ ૫
ખીલી ઉંડે ને માટ ખરેશું,
હળદર ભભરાવો, ભલા૦ ૬
દુઃખતણાં બીજ જે કે નકામાં,
શું કરવા વાવો ? ભલા૦ ૭

## દાંત ન રંગાવવા વિષે.

### ગરબી.

( રાગ ઉપર મુજબ. )

દાંત ન રંગાવો, ડાહ્યાં થઈ દાંત ન રંગાવો,
રૂઢી એ રઝળાવો, ડાહ્યાં૦ ટેક.
કરમજ પોથી મજીઠ મથી શું,
હેતથી મંગાવો, ડાહ્યાં૦ ૧
ખંતથી ખૂબ ખટાશ ખુંપાવી,
પીડા ન પ્રસરાવો, ડાહ્યાં૦ ૨
ઉભો થશે ઉષ્ણુ ચપકાથી ઉંડો,
દારૂણુ દુઃખાવો, ડાહ્યાં૦ ૩
હોઠ તડાતૂમ થાતાં પ્રકટશે,
પૂરણુ પસ્તાવો, ડાહ્યાં૦ ૪
ખાવાપીવામાં ખરી આડ ઘાલી,
હઠશે ન ઉદરાવો, ડાહ્યાં૦ ૫
આટો ગુમાવીને ગાજર ખાવાં,
લાભ શું દરશાવો ? ડાહ્યાં૦ ૬
રક્ત કે શામ વરણુમાં રહીશું,
શોભા તે સમજાવો, ડાહ્યાં૦ ૭
દાડમ સરખો રંગ દબાવી,
અન્ય શું ઉપજાવો, ડાહ્યાં૦ ૮

## ઘરેણુાંની હઠ ન કરવા વિષે.

### ગરબી.

(વાંસલડી વાગી ને હું જાગી—એ રાગ )

ઘરેણુાંની હઠ નવ કરવી નકામી,
તજી દેવી હોય તેવી કાંઇ ખામી. ઘરેણુાંની૦ ટેક.

ઘરેણાં તો વાર તે'વાર ઘલાય,
અગર વિ'વા-વાજનમાં તે અપાય,
સદા સજવાથી ટોંચાઇ ઘસાય. ઘરેણાંની० ૧
ટોંચાયા ઘસાયાની ચિંતા ન ઝાઝી,
ઝાઝી તમ જીવની રહે દીલ બાઝી,
મટે કેમ! કો' તે મતિ રાખી તાજી. ઘરેણાંની० ૨
ખાલીપીલી માબાપને ન સતાવો,
કરી તાણું તેને તમે ન તપાવો,
તઠી નાના ત્રાસ બહુ ઉપજાવો. ઘરેણાંની० ૩
ક્લેશે ઝટ ગોળીનું પાણી સૂકાય,
રૂડા લોકમાં આબરૂહીણુ થાય,
એથી આપણી હલકાઈ જણાય. ઘરેણાંની० ૪
માબાપની મરજી વિરૂદ્ધ ન ચાલો,
આપે જે જે ટાણે તે તે તમે ઘાલો,
તીતાલી બની ના કરો તંત ઠાલો. ઘરેણાંની० ૫
ઘરેણાંથી થઈ છે ઘણાકની હાની,
હારી બેઠા કૈંકજણા જીંદગાની,
છતી વાત છે આ નથી છેક છાની. ઘરેણાંની० ૬
હજી તમ ઉંમર છે બહુ નાની,
તમે સારૂં નરતું શકો ન પિછાની,
જેથી આમ કરવી પડે આનાકાની. ઘરેણાંની० ૭
નીતિ ધર્મ વિદ્યા વિનય વટ ટેક,
ક્ષમા શીલ સમતા વિશુદ્ધ વિવેક,
ઘરેણું તો એજ ખરૂં સત્ય નેક. ઘરેણાંની० ૮
ભલે અન્ય આવે ન આની તુલ્ય,
આનું તો માપી શકાય ન મૂલ્ય,
વિબુધ જન કરશે આ વાત કબૂલ. ઘરેણાંની० ૯

માટે એ સજવું ધરી સ્નેહબાળા,
રહ્યા જેમાં લાભ અનેક રસાળા,
કહ્યા ગુણ જાય ન મુખે રૂપાળા. ધરેણાની૦ ૧૦

## "કજીયાનું મોં કાળું."

### ગરબી.

(પ્રભુને ભજતાં રે વારે, તેને ઘાલે જમના દ્વારે—એ રાગ.)

કજીયાનું મોં રે કાળું,
કરવત સરખા કાકરવાળું. કજીયાનું૦ ટેક.
યાદવકુળનીરે હોળી,
જુલમીએ જગવી ઢંઢોળી. કજીયાનું૦ ૧
કૌરવના પણ રે કૂટ્યા,
દુષ્ટે કાઢ્યા હૈ મુખ ફૂટ્યા. કજીયાનું૦ ૨
રાવણ રગડી રે રોળ્યો,
બાણાસુર બળીયા વર બોળ્યો. કજીયાનું૦ ૩
જબરી એનીરે કાતી,
પ્રસરી તો પડતી પંચાતી. કજીયાનું૦ ૪
જેના ઘરમાં રે પેઠો,
તેનું કાસળ કાઢે બેઠો. કજીયાનું૦ ૫
ઘાણ ઘણાનો રે વાળ્યો,
સુખ મળવાનો સંભવ ટાળ્યો. કજીયાનું૦ ૬
કજીયે મળતું રે નાણું,
ખુટલ ખરાબ કરે એ ખાણું. કજીયાનું૦ ૭
કોમળ કાયા રે સુકવે,
એ રીતે આપણને ઉજવે. કજીયાનું૦ ૮
દેશ કરાવે રે કા'ણી,
અલબેલી ઇજ્જત લે તાણી. કજીયાનું૦ ૯

ભવમાં નાંખે રે ભારી,
બચવાની નવ રાખે બારી. કજીયાનું૦ ૧૦
દૂર રહેવું રે એથી,
માલ ન તેમાં વ્યર્થ ફજેતી. કજીયાનું૦ ૧૧

## ચોથા ધોરણ માટે.

## સુધારાની કુધારા પર ચઢાઈ.

[ શેરી શેરી ઘુઘરડા વાગે છે—એ રાગ. ]

આહા! આ શો ! ભલો રણજંગ મચ્યો,
શૂરવીર સુધારે શું ! દાવ રચ્યો. ૧
પેલા દુષ્ટ કુધારાને માર પડે,
તોયે પાછો ફરી તીતાલી પડે. ૨
એ નવરાને લાજ જરા ન અડે,
માન કે અપમાન એને ન નડે. ૩
એને આપે છે અક્કલ કોણ ઉંધી,
"મીયાં ભોંય પડયા તોએ ટંગ ઉંચી." ૪
દેજે દેજે સુધારા તું માર ઘણો,
તેજદાર રૂડી તરવાર તણો. ૫
એને છોડીશ ના હે ! પ્રતાપી હવે,
સુખ થાશે સદોદિત સાલ જવે. ૬
એણે વાળ્યું સત્યાનાશ દેશતણું,
નુગરાએ કર્યું નુકસાન ઘણું. ૭
બાળલગ્ન રૂઢી ભુંડી વે'મ ઘસી,
લાવ્યો દોરી દયા દીલમાં ન વસી. ૮
કન્યાવિક્રય ચુકયો નથી ચોરટો,
પાપીએ ન કીધો દૂર પાપ પટો. ૯

સ્વાર્થબુદ્ધિ અરિષ્યા કુસંપ ભમે,
ક્લેશ કુટુંબમાં કરી વાસ રમે. ૧૦
એના પગલે પરાધીનતા પ્રસરી,
ઉચી ડોક થઈ નહિ પાછી ફરી. ૧૧
ગઈ લક્ષ્મી ગયું નુર સુસ્તી વધી,
ઘટી શક્તિ શરીરથી હાય બધી. ૧૨
હય હુન્નર નાસી યૂરોપ રહ્યા,
અફસોસ મુખેથી ન જાય કહ્યા. ૧૩
તારા સૈન્યને હિંમત દેજે ઘણી,
પાછી પાની ન કાઢે લે લાભ લણી. ૧૪
જો ! જો ! જો ! જો ! ચતાપાટ એહ પડયો,
જશવાન તને જશ આજ જડયો. ૧૫

## પંદર તિથિ.

[ પડવે પગરણ માંડીયાં—એ રાગ. )

**પડવે** પોળી શીખ પાતળી,
**બીજે** બટાટાનું શાક રે,
**ત્રીજે** ટીડોળાં ને તુરીયાં,
**ચોથે** ચોળાફળી વંતાક રે. ૧
**પાંચમ** પંડોળાં પરવળ,
**છઠ્ઠે** છમકારવી છાશ રે,
**સાતમ** સીંગ સરગવાની,
**આઠમ** અળવી લે પાસ રે. ૨
**નોમે** નરમ દાળભાત ને,
**દશમ** દશમીઓ સારી રે,
**એકાદશી** દહીંડાં શુભ,
**બારસ** ઘેબર ને ધારી રે. ૩

તેરસ તલધારી લાપસી,
ચૌદશ ચુરમાનું રાખ રે,
પુનમ પકવાન પાડજે,
પાડજે રૂડેરી સાખ રે. ૪
પંદર તિથિ પુરી થઇ,
પણ હજી વાનાં છે બાકી રે,
તે તું છટા થકી શીખજે,
કે' છગુ જાતી ના થાકી રે, ૫

## વિદ્યારૂપ દેવીની મહતા.

વિદ્યા દેવીને વંદન કરીએ રે,
એનું નામ હૃદય રોજ ધરીએ રે.
કામધેનુ સમુ સુખ આપે રે,
સારી છાપ શીતલતાની છાપે રે.
એ તો કરતી પોષણ પરદેશમા,
માગ મુકાવે મોટા નરેશમાં.
એના તેજથી સર્વ તણાય રે,
એના તેજથી સર્વ અંજાય રે.
એના બળનું નથી માપ થાતું રે,
નથી ગણિત થકી તે ગણાતું રે.
એના આગળ લખમી દાસી રે,
નમી ચાલતી પાગ તળાંસી રે.
જેવી તેવી ગણાતી ન દેવી રે,
એને ઋષિમુનિએ સેવી રે.
દેવી જો કોઇ ઉપર રીઝે રે,
તેનું કારજ સંધુ સીઝે રે.

એ તો રૂડું ઉંચું પદ પામે રે,
એનો જગમાં બહુ જશ જામે રે.
એ તો દેવની પેઠ પૂજાય,
એનું દળદર ને દુઃખ જાય રે.
એનું જીવતર સફલ મનાય રે,
અતિ આદરમાન અપાય રે.

## ભાવથી ભણવા વિષે.

[ ધીમા ધીમા ચાલો મારા પ્રાણરે—એ રાગ. ]

ભણો ભાવે ઉમંગી ઓ ! બાળરે,
પટ આળસનો સર્વ આઘો કરી, હર્ષ હૈયે ધરી, આણી વા'લરે—ભણો૦ ટેક.

પાકાં કાઠીએ કદી, ચઢાવીએ દઈ ચિત્ત,
તોપણ કાના નવ ચઢે, એવી એની રીત.
લચી લુલા થઈ તુર્ત ધરસાઈ પડે,
એવી હાનિ અકસ્માત આવી અડે.
જય જશનાં ઝવાહીર તે ન જડે,—મતિશાળરે. ભણો૦

લઘુવૃક્ષ વાળ્યું વળે, જેમ વાળીએ તેમ,
છોટપણે છાડી છુટે, કુડી આદત તેમ,
ગળે બાંધો ઉખાણો આ સાચો સુખે,
ધૈર્ય ધારો ડરો ન વિપત્તિ દુઃખે,
વદો વાણી મયાળુ મધુરી મુખે,—ઓ યશાળરે. ભણો૦

[ કાનુડા કામણ ગાળો રે સાહેલી આ તો—એ રાગ. ]

ભાવથી ભણો તો સારૂં રે, બાળકીઓ સૌ, ભાવથી ભણો તો સારૂં રે. ટેક.

ભાવથી ભણો તો સારૂં, સુધારો થૈ જાય વારૂ,
પાપનું પુરાય બારૂં રે. બાળકીઓ૦ ૧

નથી એમાં દોષ કશો, એ તો આવી વે'મ વશ્યો,
માટે તે તરફ ધસો રે. બાળકીઓ૦ ૨
દમયંતી સીતા ભણી, મારાં અને રૂકમણિ,
ઓખા એ વગર ઘણી રે. બાળકીઓ૦ ૩
ભણી'તી તો સુખ પામી, નિજ નાંખ્યું દુખ વામી,
જુઓ વાત જગજામી રે. બાળકીઓ૦ ૪
બાળ જ્યારે હોય નાનું, પય પીએ નિજ માનું,
જ્યાંસુધી ન જોયું ખાણું રે. બાળકીઓ૦ ૫
ખાણું ખાતાં સ્વાદ લાગે, માની પાસે નિત્ય માગે,
દેની મુખે એમ ભાખે રે, બાળકીઓ૦ ૬
વિદ્યામાં છે ગુણ કેવા, કામધેનુ ગાય જેવા,
માટે તે તો લઈ લેવા રે. બાળકીઓ૦ ૭
રમો ન રમત ઝાઝી, પાઠ આપે મહેતાજી,
વાંચવો તે થઈ રાજી રે. બાળકીઓ૦ ૮
વિબુધ કહે વિચારી, ભાવથી ભણે જે નારી,
પ્રભુને એ પ્રિયકારી રે. બાળકીઓ૦ ૯

## વિદ્યાથીજ જન્મ સફલ છે.

[ આજ દિન સકલ સુખદ સમજાય—એ રાગ. ]

જન્મ વિદ્યાથી સફલ સમજાય, (૨)
જગમાં શ્રમથી જો ભણાય, સુખ થાય, દુખ જાય,
મન મકલાય, જન બહુ ચા'ય, તનની, ધનની, મનની
સર્વ શક્તિ સચવાય. જન્મ૦
ગુણ કેવા, માત જેવા, ગ્રહી લેવા, ગણી મેવા, રાખી હેવા,
એ રસમાં પડતાં, એ રસ્તે ચઢતાં, મન બહુ મહી મઢતાં,
જ્ઞાનવલ્લી ઝડપાય. જન્મ૦

# વિદ્યા ગુપ્ત ધન છે.

[ આવી છે આણુને માંડવે રે, જાદવકુળની રે જાન—એ રાગ. ]

વિદ્યારૂપી ધન કારમું રે, જેમ વધુ વપરાય,
તેમ તેજી તેમાં આવતી રે, આ તો અધિક ગણાય. ટેક.
ખૂબી સમાઈ ખરેખરી રે, કોઇ માગે ન ભાગ,
ચોરને કો દિન ના મળે રે, ચોરી કરવાનો લાગ.
ધુતારા ધૂતી શકે નહિ રે, ચાલે ઠગનું ન જોર,
લુંટારા લૂંટી શકે નહિ રે, ચાલે તેનો ન તોર.
કાટ કદાપિ ચઢે નહિ રે, ન એ ખોવાઇ જાય,
ધરતીનો કંપ નડે નહિ રે, આઘું પાછું ન થાય.
ઉઘાડું ધન આપદા કરે રે, સાથે લૈ ન ફરાય,
છુપાવીએ તો છુપે નહિ રે, એનાથી ન ઉંઘાય.
આ તો છુપુ રહે સામટું રે, કોઇ જાણે ન ભેદ,
દંડ આનો ન થઇ શકે રે, ઉપજાવે ન ખેદ.
માટે આ ધનનો સંગ્રહ કરો રે, શુદ્ધ રાખીને ભાવ,
લેવાશે સ્વર્ગ સમો ભલો રે, એથી લાખેણો લા'વ.
ચેતો અવલથી છગુ કહે રે, છોડી આળસ અંગ,
વેળા વીત્યા પછી નહિ મળે રે, થશે આશાઓ ભંગ.

---

# સુખનું મૂળ વિદ્યા છે.

## ગરબી.

[ વેશાઇ વાંસે વાડોલીઓ, બંધાવો ભવરી ગાય—એ રાગ.]

વિદ્યા વાંસે સુખ સાંપડે, વિદ્યા છે સુખનું મૂળ,
વિદ્યાથી શોભી ઉઠશે, કોહિનુર સરખું કૂળ. ૧
કૂળ છતાં જો વિદ્યા નહિ તો, કૂળ સમજવું ધૂળ,
આખર એનું ના ઉપજે, અરધી દમડી પણ મૂલ. ૨

પીલે મુખે જોયા કરે, રૂપ જોબન નાવે કામ,
ભરી સભામાં ભોંઠી પડે કો, નવ લે એનું નામ. ૩
આકડલાનું દુધ ઉજળું પણ, આખર એ ન ખવાય,
આવળનાં ફુલ રળિઆમણાં, સુગંધ વિના ન સમાય. ૪
ધનવાળી ધીંગી હોય તોપણ, ઢોર સમાન ગણાય,
અથડાતી તે રે' ઉમરે ના, તેનો ભાવ પૂછાય. ૫
ઘી ઠેકાણે "ઝી" ઉચરે, દૂધપાકને કે' દુધ્પાક,
બરફીને એ 'બફ્ફી' કહે, કો' એ શું વઘારે શાક. ૬
ટેબલને 'તરઘાયું' કહે, કે' શરબતને 'શરબંધ',
વાંચી જાણે ના ચોપડી છે, આંખ છતાં એ અંધ. ૭
હોય પતિ જો પરદેશમાં તો, કાગળ માટ મુંઝાય,
લખતાં એને ના આવડે ના, એનાથી વંચાય, ૮
લખાવવા ને વંચાવવા જો ! કોઇ કને તે જાય,
છાની વાતો જે હોય તે, છતરાતી સઘળે થાય. ૯
ઘૂંચવણીમાં ઘુમ્યા કરે તે, દુખમાં ગાળે દિન,
આંસુથી રોજ પલાળતી કોરી પડતી ન જમીન. ૧૦
માટે વિદ્યા ભણજો તમે કે, આખર આવે કામ,
બોધ છગુનો છે એટલો કે, ઉજળું રાખો નામ. ૧૧

## અધુરૂં ભણતર ન રાખવા વિષે.

**ગરબી.**

[ શામળીયા વા'લા રો' વેગળા રે—એ રાહ ]

અધુરૂં ભણતર માર મારતું રે,
કશું કારજ એ નવ સારતું રે,
તરી કોઇ તકે નહિ તારતું, સાહેલી, સાંભળજો શાન્તિથી રે. ૧
ખોટો દંભ એનાથી આવી વસે રે,
ફરે ધર કરી ઘેલો નસેનસે રે,
પેધેલો પાપી આઘો ન ખસે, સાહેલી૦ ૨

જાણો એથી વિનયના વાયદારે,
એવા ભણતરથી એવા ફાયદારે,
તમે કરજો એવા દૂર કાયદા, સાહેલી૦ ૩

વાળી વાટ વિવેક જુએ નહિ રે,
મેલ અંતરમાંનો ખુએ નહિ રે,
મીઠો રસ ટપ ટપકી ચુએ નહિ, સાહેલી૦ ૪

લાકડાની લુલી તરવારથી રે,
ડરી જાય કેવી રીતે ખારથી રે;
અંતે હઠવું પડે ઝટ હારથી રે, સાહેલી૦ ૫

કાચો કુંભ પાણી ભરી ના શકે રે,
તકલાદી હોડી તરી ના શકે રે,
તેમ આનો કદી ટેક ન ટકે, સાહેલી૦ ૬

## માબાપની સેવા કરવા વિષે.

[વે'વાઇને માંડવે ગયાં'તાં રે, મારા કુંવર કનૈયા—એ રાગ.]

માબાપની સેવા કરવી રે, તેની મરજી જાળવવી,
આજ્ઞા શિરપર ધરવી રે, તેની૦
વદવી ન વદવી, વાણી વરવી, કો દિન ગરવી,
હરકત હોય તે હરવી રે, તેની૦
કાળી રાતે લોટી ભરવી રે, તેની૦
વૈતરણી હોય તરવી રે, તેની૦
તો ભલી વિધિ આદરવી રે. તેની૦
વદવી ન વદવી, વાણી વરવી, કો દિન ગરવી,
હરકત હોય તે હરવી રે, તેની૦

## પાંચમા ધોરણ માટે.

## નકશો ચીતરવા વિષે.

[ રઘુપતિ રામ હૃદેમાં રે'જો રે—એ રાગ. ]

આવો બે'ની આજ નકશો ચીતરીએ રે,
એમાં ભળતા રૂડા રંગ ભરીએ, આવો૦ ટેક.
રીત મુજબ રંગ રગડીએ રે,
પીંછી પ્રેમ સહિત પકડીએ રે,
કામ ચાલુ બરાબર કરીએ, આવો૦ ૧
પે'લાં જીલ્લા ભણી પરવરીએ રે,
શે'રો સુંદર દાખલ કરીએ રે,
મોટાં બંદર તે ન વિસરીએ, આવો૦ ૨
નદી પા'ડ પેદાશી કસબા રે,
મોટા પરવત વાંકા વસમા રે,
આંકી અદલ આનંદના રસમાં, આવો૦ ૩
આગગાડીના મારગ રૂડારે,
દરશાવિયે એજ વણુંધારે,
બદલાતાં જણવીએજ જૂદા, આવો ૪
શુભ સાગર બેટ અખાતરે,
સામુદ્રધુની વળતી વિખ્યાતરે,
ભલી રચીએ ભૂશિર ભવ્ય ભાત, આવો. ૫
ધારી ધારી ભલું ડગ ભરીએરે,
ડાધાડૂઘી થકી દીલ ડરીએરે,
રૂડો બોધ ચઢી ચિત ધરીએ, આવો. ૬



# સંપ વિષે.

[ 'ગાગરિયાં મત ઢોર કનૈયા' અથવા 'રૂમઝુમ કરતી ચલી હો ભીલડી'—એ રાગ. ]

સંપ થકી સુખ સાંપડશે શુભ, જંપ થશે ઝટ જાણો.
માણું મગ ભરડેથી રે'શે, કાયમ કંઇકંઈ દાણો. સંપ૦ટેક.
સંઘ વડે યૂરોપ અતિશય, અલખતમાં અંકાણો. સંપ૦ ૧
હુનરકળા હિકમતના ઉંચા, મંડાણે મંડાણો. સંપ૦ ૨
અક્કલનાં હથિયાર ઝુકાવી, તરકીબે તોળાણો. સંપ૦ ૩
ધર્મધોકારે રાજ ચલાવે, કેમ ન કહીએ શાણો. સંપ૦ ૪
શાદ સુકાન સહાયે સીધાં, ચાલે સફરી વા'ણો. સંપ૦ ૫
પાચે પાંચો સબધો સારો, ઉદ્યાડો ઉખાણો. સંપ૦ ૬

---

# દીર્ઘાયુષી થવાની દવા.

[ નટવર વસંત થૈ થૈ નાચી રહ્યો—એ રાગ ]

મિતાહાર સ્વચ્છતા ને ઉમદી હવા,
દીર્ઘ આયુષી થવાની ઉંચી એ દવા. મિતાહાર૦ ટેક.
જેણે આ સેવી દવા, તે પામ્યા બહુ સુખ:
તમા ન રાખી તેમણે, દારૂણ દીઠાં દુઃખ,
વ્યાધિ વિરક્ત તે થઇ શક્યા ન બાપડા,
સેવતા ફરે સદૈવ સુંઠ ને સવા. મિતાહાર૦
અન્ય દવા લે અવલથી, માપ પ્રમાણે મૂલ,
ખટપટમાં ખુંપાવતી, કરતી વખત વસુલ,
મોંઘી છતાં ન માગતી કુલીન આ કંઈ,
સુવર્ણમાલતી સુવર્ણ માગતી હવા. મિતાહાર૦
સડે નહિ બગડે નહિ, અથવા ઉતરી જાય,
ના ઘટ લાગે પામતા, વસુધામાં વખણાય,

જોઇએ નહિ એને રે, ભરવા ઠામ નહિ,
સીસી સીસો કે ડબ્બોરે, જરૂરી જામ નહિ,
વાયના વદે છગુ વિકારનો હવા. મિતાહાર૦

## ઋતુઓ વિષે.

## શિયાળો.

[ બડા ચતુર પેલો ટોપી વાળો—એ રાગ ]

શિયાળાની મોસમમાં સખી શીતલ વાયુ વાયરે,
ઝાડતણાં સૈ પાન ખરે ને ઘઉં જવ પેદા થાયરે. ટેક.
ગોળ કઠોર ઘઉં રૂ પાકે, તલ એરંડી તોળાયરે,
તેલ શરીરે મસળી લોકો, ઉન્ના જળથી ના'યરે. શિયાળાની૦
જઠરાગ્નિ બળ ઝાઝું જણુવે, વધુવધુ રોજ ખવાયરે,
તનમાં જોર પગે પણ તેવું, વે'લું ઝટ ઉઠાયરે. શિયાળાની૦
ગાંધી હાટ વસાણુકેરી, વસ્તુઓ ખંડાયરે,
સાલમની મોંઘાઇ વધે એ, પાક બહુ પંકાયરે. શિયાળાની૦
શ્રીમંતો સૈ શાલો ઓઢે, ગરીબ બહુ ગભરાયરે,
સૂરજનો તડકો એ ખોળે, તડકે ભીડ ભરાયરે. શિયાળાની૦
ગમે નહિ સગડીથી ખસવું, અંગારા ઓલાયરે,
કરા સરીખું પાણી લાગે, પીતાં દીલ કંપાયરે. શિયાળાની૦
બરફ તણો કોઈ ભાવ ન પૂછે, બહુ તે બાઝી જાયરે,
શી મગદૂર અડે કોઈ એને, અડતાં પાછું હઠાયરે. શિયાળાની૦
હિમાળે અહીં વાસ કર્યો શું !, હિમે હાડ ગળાયરે,
ઘઉંનો પણ એ ઘાણજ વાળે ! શો કરવો ઉપાયરે. શિયાળાની૦
દિન ઘટી રજની ખૂબ વધતી, થી જલદી ટળી જાયરે,
જગકરતાની લીલાનો છગુ, પાર ન કોથી પમાયરે. શિયાળાની૦

# ઉનાળો.

[ અલબેલી રે અંબે માત જોવાને જઇએ.—એ રાગ ]

આ ઉનાળાનો તાપ, સખી સંખાય નહિ,
શું ? કરશે મારા બાપ, બા'ર જવાય નહિ. ટેક.
પશુ પંખી ગભરાય અને, ગભરાય બધાં જીવજંત રે,
મંખ્યાં મરડાઈ બખોલે, ધસતાં રાખી ખંત, સખી૦
ધગ ધગ ધગ ધગ ધરતી ધગતી, લૂ વાતી લે'કાઇ રે,
બાફથકી ભડથાની પેઠે, હાય જવાય બફાઇ. સખી૦
બારી તપતી જાળી તપતી, તપતા ગોખ તમામ રે,
આમતેમ જીવ થાય બહુને, કાંઇ ન સૂઝે કામ, સખી૦
દરિઓ મોજાં ગગન ચઢાવે, દાબે ઝટ લઈ ઝાઝરે,
મસ્ત થઈ મસ્તાઇ મચાવે, રાખે ગરમ મિજાજ, સખી૦
જંગલમાં જબ્બર ધૂળ ઉડે, તેના બાઝે કોટ રે,
હુહુહુહુહુહુહુ વાયુ ઉચરી, દારૂણ મૂકે દોટ, સખી૦
ઝરણુ કુવા નદી કુંડ સરોવર, ટાંકાં ધીંગ તળાવ રે,
પાણી પણ ખાલી ખમ દીસે, વે'ળા વિરડા વાવ, સખી૦
કાકા બળીઆ ઓરી અછબડા, કૉલેરા ન અજાણ રે,
એવા ચેપી રોગ પ્રસરતા, કૈંના વાળે ધાણ, સખી૦
ખારી જમીન મૃગજળ દરશાવી, મૃગના લેતી પ્રાણ રે,
વૃક્ષથકી વાનર દ્વિજ[૧] પડતાં, થાય તહી ભુમરાણ, સખી૦
ઉંચી અગાસી ચંદન પંખા, વાજું પ્રફુલિત ફૂલ રે,
ચંદ્રકિરણ તનતાપ નિવારણ, આ રતમાં અનુકૂળ, સખી૦
ટૂંકી રાત દિવસ બહુ લાંબો, આંબાગાળો થાય રે,
અકળકળા ઈશ્વરની અદ્ભુત, જોતાં અજબ થવાય. સખી૦

---

૧ પંખી.

# ચોમાસાની શરૂઆત.

[ ઓરો આવને સલુણા પ્રભુ શામળા જો.—એ રાગ. ]

ચતુર હે ! સખી ચોમાસું હવે આવિયું જો,
થશે શાન્તિ તેથી સર્વને મન ભાવિયું જો, ચતુર૦
ઘડીક તાપ ઘડીક છાંયડો છવાય છે જો,
ઉકળાટ અધિક આકળાં થવાય છે જો, ચતુર૦
દોડાદોડ પેલાં વાદળાં કરી મૂકે જો,
ફૂટયું ઘાલમાં ઘી હોય તેમ ના ચૂકે જો, ચતુર૦
ચલ્લી ધૂળમાં ઘુમીને પાંખ મારતી જો,
ફરે ફુદડીને ધુળ તે ઉરાડતી જો, ચતુર૦
ઉધઈ કીડીને મકોડી ચઢે ઉભરે જો,
સૂર્ય અસ્ત સમય ધનુષ પીળું નીસરે જો, ચતુર૦
જાય ખારની તમામ ચીજ પીગળી જો;
બહુ જોરમાં ઇશાન થાય વીજળી જો, ચતુર૦
શીતલ મંદ પવન સરસ શુદ્ધ વાય છે જો,
ખરર થરર શબ્દ ઝાડના સૂણાય છે જો, ચતુર૦
સિંધુથી ત્વરાથી પંખી પાર આવતાં જો,
ચીવટ રાખી ચિત્ત પાંખ તે હલાવતાં જો, ચતુર૦
પડયો ખૂબખૂબ ધાર ચાલી નેવલે જો,
સડેડાટ પાણી જાય ખાળ્યું નવ ખળે જો, ચતુર૦

# ચોમાસાના ચાર માસ.

[ 'વિંઝણો રમણ ચઢયો રે લોલ' અથવા 'જમુનાં જાવા દો પાણી'—એ રાગ. ]

ચોમાસાના ચારે માસ,
આપે અંતરમાં ઉલ્લાસ,
પ્રકટાવે પુર પ્રેમ વિલાસ,
મનરંજન કરતા રે લોલ. ટેક.

માસ **અષાડ** પ્રથમ ધારી,
લાવે મેઘ ભલો દોરી,
દીસે જમીન નહિ કોરી. મનરંજન૦
અંતરમાં વાવેતર થાય,
જંગલમાં મંગલ વરતાય,
વાર્યું વર્ણન ના વર્ણાય. મનરંજન૦
નાચે મોર કળા માંડી,
ખીલે કમળતણી દાંડી,
જોતાં થાય ગતિ ગાંડી, મનરંજન૦
લીલી સાડી ધરાએ ધરી,
માણેક મોતીથી તે ભરી,
નયન નિરખતાં આંખો ઠરી, મનરંજન૦
**શ્રાવણ** સરવડિયે વરસે,
રીઝી હૃદય ચઢે હરખે,
શાકતણા ઢગલા ધરસે. મનરંજન૦
ડોલે વૃક્ષ લતા વેલી.
બોલે કોયલ થૈ ઘેલી,
હળવી પડતી ના હેલી, મનરંજન૦
મેળાખેળા ગમત ગાન,
વિધવિધ રચનાઓ મૂલવાન,
ભૂલાવે ભૂખતરસનું ભાન, મનરંજન૦
સુંદર શિવપૂજન સુહાય,
પુનિત પુરાણકથા વંચાય,
**શ્રાવણ** આ રીતે ઉજવાય, મનરંજન૦
**ભાદરવે** ભડકયો ભડવીર,
નાંખ્યું અનહદ એણે નીર,
તોડયાં વાવ કૂવા નદી તીર, મનરંજન૦

નેવે માય . નહિ પાણી,
આખો દરીઓ શું ? તાણી,
લાવ્યો લોક વદે વાણી, મનરંજન૦
પાણી પૂલ ઉપર પથરાય,
પાટા રેલતણા પલટાય,
ગાડી ખબર પડ્યે રોકાય, મનરંજન૦
ભૂઆનું રૂપ બજાવ્યું ભલું,
ધારી વીજ ખડગ ઉજળું,
દાદુર શબ્દ બજ્યું ડાબલું, મનરંજન૦
આસો નવરાત્રીના દિન,
ગોરી ગરબા ગાય નવીન,
સુણતાં થાય રસિકજન લીન, મનરંજન૦
દશરા શરદપુનમનો ચંદ,
નિર્મળ આભ પવન શુભ મંદ,
ઉપજાવે અદકો આનંદ, મનરંજન૦
વિધવિધ રંગે ઘર રંગાય,
ચારૂ ચંદરવા બંધાય,
ગગરા દેગ ઘડા મંજાય, મનરંજન૦
આવી ઉત્તમ દીવાળી,
પકવાનોની પતરાળી,
લાવી મેં આગળ ઢાળી, મનરંજન૦

---

## વસંતવર્ણન.

### તોટક.

ઋતુરાજ વસંત અનંત ખીલ્યો,
પૃથિવી થકી ભાર ન જાય ઝીલ્યો,
ફળ ફૂલ લતા તન તાપ દહે,
ડફ ઝંપપ ઝંપપ વાગી રહે. ૧

કિમતી શુભ કારમાઁ કુંજ ઘટા,
વિલસી રહીઁ ઉત્તમ વૃક્ષઝટા,
વનનું ચઢી વેલ વૃતાન કહે,
ડફ ભંપપ ભંપપ વાગીઁ રહે. ૨

ઉડતો હદપાર ગુલાલ અતિ,
કહીઁ જાય ગુલાબ તણી ન ગતિ,
નિરખાય સુનાચ ગૃહસ્થ ગૃહે.
ડફ ભંપપ ભંપપ વાગી રહે. ૩

રીઁઝ પામીઁ વિહંગ કલોલ કરે,
જનમંડળમાં રસરંગ તરે,
શીઁત મંદ સમીર સુગંધ વહે.
ડફ ભંપપ ભંપપ વાગીઁ રહે. ૪

મનમોજી મધુપ મિઠાશ લણે,
ઋતુરાજ તણા ઉપકાર ગણે,
નરનારીઁ પરસ્પર પ્રેમ ચહે.
ડફ ભંપપ ભંપપ વાગીઁ રહે. ૫

સુર હોરીઁ તણા સહુને ગમતા,
નફટા નરસી રમતો રમતા,
કીઁચમાં ગરકી પડીઁ કષ્ટ સહે,
ડફ ભંપપ ભંપપ વાગીઁ રહે. ૬

ઉપવીત શરૂ શઈ લગ્નસરા,
શરવા દિન આ ન દિસે નવરા,
સહુને રત આ અનુકૂળ પડે,
ડફ ભંપપ ભંપપ વાગીઁ રહે. ૭

કુરિવાજ કરી દૂર સુજ્ઞ ઠરે,
ઝટ સુધરવા પર ધ્યાન ધરે,

કરી સંત સમાગમ જ્ઞાન ગ્રહે,
ડક ભંપપ ભંપપ વાગી રહે.
જગદીશ્વરની ન કળાય ગતિ,
જનમાટ કરી અદ્‌ભુત કૃતિ,
છગુ પાર અલૌકિક કોણ લહે,
ડક ભંપપ ભંપપ વાગી રહે. ૯

## *બાવળને ઠપકો.

[ મણિયારી મળી ચાલી મહી વેચવા—એ રાગ ]

બાવળીઆ શું કરવા આડો પડે,
નમીં નમીં આપે આંબો ઉત્તમ સાખ જો,
લેવા દે લાભ મળે છે તાકડે,
હોય બગાડ્યુ તો તે ઝટ કહી નાંખ જો. બાવળીઆ૦ ૧
દાતારી દાન કરે દીનને ભલું,
ભંડારી બે હાથે કૂટે પેટ જો,
તેનો શું બેલ બતાવે છે કરી,
સમજ પડે અંતરના મુજને નેટ જો. બાવળીઆ૦ ૨
કુળવાળો વિનય થકી વધતો નમે,
કુળવગરનો અમથો રે'શે ટાટજો,
ફાંકો તે બાર મુલકનો રાખશે,
તેં પણ તેવો કરવા માંડ્યો ઘાટ જો. બાવળીઆ૦ ૩
તુજ થકી દાન કશું ના નીપજે,
અન્ય કરે તેનો શું પકડે હાથ જો,
બદખો આ ક્યાંથી શીખ્યો બા'વરા,
ભુંડે કામે ભટ લૈ બીડે બાથ જો. બાવળીઆ૦ ૪

---

* એક આંબાના ઝાડ પાસે બાવળનું ઝાડ હતું; આંબાને લાગેલી સાખ લેવા પંથી ગયેલો, તેને બાવળના કાંટા વાગતાં પંથીએ તેને દીધેલો ઠપકો.

પોતાના સંકટમાં સીઝયા કરે,
પરના સુખની પીડા તુજને થાયજો,
એ પાપે કાળી થઇ તુજ ચામડી,
મટવાનો તુજ હાથ રહે ઉપાય જો. બાવળીઆ૦ ૫
આમ કરે હાંસલ શું ઉપજે તને,
આમાં તુજને લાભ નથી નુકસાન જો,
તેમ નહિ આએ તારૂં લાગતું,
તેમ છતાં દે ચીપ ગળે નાદાન જો. બાવળીઆ૦ ૬
સારાની સોબતમાં ઉછર્યા છતાં,
પા આની ના બેઠો તેનો પાસ જો,
શૂળોથી સૌને બેઠો શારવા,
જનમ લીધો શું દારૂણુ દેવા ત્રાસ જો. બાવળીઆ૦ ૭
સાખ પડી સરસ પવનના જોરથી,
પંથીએ તે લઇને પકડી વાટ જો,
બાવળીઓ ટક ટક ટક જોતો રહ્યો,
આ ઠેકાણે અલ્પ ન ચાલી આંટ જો. બાવળીઆ૦ ૮
આમાંથી શિખામણ લો એટલી,
કોઇ ગરીબ જનને કંઇ આપે દાન જો,
આડરૂપે હાથ ન તેમાં ઘાલવો,
છગુ તણો પણ મન મળતો નિદાન જો. બાવળીઆ૦ ૯

## છઠ્ઠા ધોરણ માટે.

## ગાયનના ગુણ વિષે.

[ ગાડી આવી ગુજરાત, અગન કેરી ગાડીરે આવી.—એ રાગ. ]

ગાયન ઘટમાં જરૂર, જબરો આનંદ આપે,
વદને વધારે નૂર, જબરો આનંદ આપે. ટેક.

સિંહ તલપ મારી અને, હરણું પીએ જેમ,
ગમગીની ગડથોલીને તેનો ઘાટ ઘડે આ તેમ, જબરો૦ ૧
રખરખતાં બાળક લડી, લે'રે ઉંઘી જાય,
એવી મીઠી મગજમાં, એની અસર બહુ પ્રસરાય, જબરો૦ ૨
મૃગ લાગે બહુ ડોલવા, ભાન ભૂલાવે નાગ,
રંગ જમાવી રીઝવે, એના ગુણનો ન આવે તાગ, જબરો૦ ૩
ચાર વેદ આ જગતમાં, ગાયન પંચમ વેદ,
કારણ આ ખંખેરતો, ખોળીખોળીને સૌના ખેદ, જબરો૦ ૪
સારીગમપધની ભલા, સપ્ત સૂર કે'વાય,
છગુ શરૂ ત્યાંથી કરો, શ્રમ મિથ્યા જરા નહિ જાય, જબરો૦ ૫

## શિખામણ.

[ શામળિયા વા'લા રહો વેગળા રે—એ રાગ. ]

ઝાઝાં વસ્ત્ર ઝીણાં નવ પે'રીએ રે,
જાઇએ ન વૃથા પર શેરીએ રે,
વટ હાથે કરી નવ વેરીએ,
શિખામણ આ છે બહુ કામની રે. ટેક. ૧
લીંપ્યું ગુંપ્યું રૂડું, ઘર રાખીએ રે,
જાળાં ઝાડીઝુંડી કાઢી નાંખીએ રે,
કડું વેણ કદી નવ ભાખીએ, શિખામણ૦ ૨
બેઉ હાથે ન માથું ખંજોળિએ રે,
મેલું થાય કે તે ઝટ ચોળીએ રે,
હળવે રહીને પછી ઓળીએ, શિખામણ૦ ૩
છાની વાત થતી હોય જે સ્થળ રે,
ટકવું નહિ ત્યાં અરધો પળ રે.
એ વાત તણું લેવું જળ રે, શિખામણ૦ ૪

આગ કર્યેથી કરજ વધી જાય છે રે,
ભાન રાખે ન તો તેમ થાય છે રે,
માટે ડરવું એ સત્ય ઉપાય છે, શિખામણ૦ ૫
જેમ જ્ઞાન દીધું હોય જ્ઞાનીએ રે,
તેમ વૃદ્ધતણું કહ્યું માનીએ રે,
પીપી નાંખીએ ના તેહ પાનીએ, શિખામણ૦ ૬

## કિમિયાની લતમાં ન પડવા વિષે.

### ગરબી.

[ વાં અરજ કરે સબ બ્રિજ નારી—એ રાગ. ]

ડગ નિજ મુકામે ઠાઠ કરી, મંડિલ શેલાં શુભ શાલ ધરી,
પાખંડી ફરતા ઠીક ઠરી, ડોકે નાંખી દોરા ઉતરી,
કિમીયાની જાણું કારીગરી, ભળતાં બોલે વેણો ઉચરી,
એવાને ઉમરે ના ચડશો, કિમિયાની લતમાં ના પડશો. ૧

દેશે પડિયા પરસાદતણા, ભરી ટોચ લગી બમણા બમણા,
વે'ચી સાકરીઆ રોજ ચણા, ઢોંગીલો કરશે ઢોંગ ઘણા,
જડ પેટ ભરાશે કંક જણા, મછલો મુકશે નહિ કાંઇ મણા,
એ લિણ અખાડે ના અડશો, કિમિયાની લતમાં ના પડશો. ૨

છાણાંમાં સોનાની લગડી, રાખી પછી ચેતવશે સગડી,
પિત્તળની જાહેરમાં ડગળી, બુટ્ટી સાથે મૂકશે મસળી,
પિત્તળ કાળું રે'શે કજળી, સોનું સરતાં લેશે પકડી,
અચરજ પામી ના હરખડશો, કિમિયાની લતમાં ના પડશો. ૩

બુટ્ટીથી સોનું થાય નહિ, પછી માનો તો ઉપાય નહિ,
મતિવાન એ મારગ જાય નહિ, હેરાન થઇ અથડાય નહિ.
ચિતમાં જરીએ પણ ચા'યનહિ, લૂલી લાલચથી લોભાયનહિ,
રડી રોડા પેંઠ રડવડશો, કિમિયાની લતમાં ના પડશો. ૪

કિમિયાથી કૈંક ખુવાર થયા, ઘરબાર તજી વનવાસ ગયા,
વિલાં કરી મુખ વિમાસી રહ્યા, દીન હાલતમાં દીન જાય વહ્યા
શું કરીએ આવે છેજ દયા, લઈએ ઉમદા ઉપાય કયા,
છગુ બોધ બરાબર સંઘરશો, કિમિયાની લતમાં ના પડશો. ૫

## ગ્રહણથી ગાભરૂં ન પડવા વિષે.

### ગરબી.

[ મને મૂકી ગયો છે—એ રાગ ]

ગ્રહણ ભાળીને ગાભરાં થવું નહિ રે,
એથી હાનિ ન પહોચે જરાય મારી બે'ન. ભાળીને૦ ટેક.
રાહુબાહુ ચંદ્રસૂર્યને નડે નહિ રે,
એતો પૃથ્વીતણી પડે છાંય, મારી બે'ન, ભાળીને૦ ૧
ફરે પૃથ્વી એ વાત નિર્વિવાદ છે રે,
જેના ફરવાથી થયા રાતદિન, મારી બે'ન, ભાળીને૦
ફરતાં ફરતાં આવે યોગ તે સમે રે,
ગ્રહણ થાય તેમાં શું થવુંજ લીન, મારી બે'ન, ભાળીને૦ ૨
ભોળાં ભયભીત થઈ ભય પામતાં રે,
નિજ હાથે તે થાય છે હેરાન, મારી બે'ન, ભાળીને૦
ખરી વાતનો ન ભેદ તેઓ જાણતાં રે,
ખોટી વાતે ધરે બહુ કાન, મારી બે'ન, ભાળીને૦ ૩
કોઇ વર્ષે બે—ત્રણવાર થાય છે રે,
ઉદરાવો રાખે બહુ ઉર, મારી બે'ન, ભાળીને૦
કોણ જાણે આ વર્ષ મહીં શું થશે રે,
એવું કહીને કરે ઝુરઝુર, મારી બે'ન, ભાળીને૦ ૪
જેમ કાચના ગોળા અહીં ચક્યા કરે રે,
તેમ ચંદ્રસૂર્ય ચક્ચકે આકાશ, મારી બે'ન, ભાળીને૦

જડ વસ્તુને દુખ કે સુખ શું રે,
એ તો સુણીને આવે બહુ હાસ, મારી બે'ન, ભાળીને૦ ૫
ચૈતન સૂર્ય ચંદ્ર રાહુમાંજ માનીએ રે,
તોયે રાહુનું ધડ વિનાનું શીશ, મારી બે'ન, ભાળીને૦
પોતે પાંગળો અનાથ પેઠે અન્યને રે,
ન મનાય ન મનાય હરગિજ, મારી બે'ન, ભાળીને૦ ૬
ના'વું ધોવું દાન દેવું સારી વાત છે રે,
દાન દેવામાં રાખવો વિવેક, મારી બે'ન, ભાળીને૦
હોય ગરીબ કે અપંગ તેને આપવું રે,
છગ્ગુ તજવો કદી ન નેક ટેક, મારી બે'ન, ભાળીને૦ ૭

## આગગાડી વિષે.

[ ગુલાબવાડી ચૌટા વચ્ચે રોપી રે—એ રાગ. ]

જુઓ જુઓ આ જુઓ આગની ગાડી રે,
અક્કલવાળે અક્કલ શી ! પહોંચાડી રે. ટેક. ૧
વરાળના એ યોગ થકી બહુ ચાલે રે,
પેટતણું પણીભાર ન પાણી હાલે રે. ૨
તારઘંટથી તરકીએ ચેતાવે રે,
આવું છું હું વચમાં કોઇ ન આવે રે. ૩
ચીંઈંઈં કરીને ચીસ કારમી પાડે રે,
કાનતણા પડદાનાં પડ ઉઘાડે રે. ૪
ફુહ ફુહ ફુહ ફુહ ફુહ ફુહ દમ એ કાઢે રે,
ખેતરમાંનાં ચરતાં ઢોર નસાડે રે. ૫
ઉભી રે'તાં ઠયબ ઠયબ ઠબ થાય રે,
પૈડાં કચરો કચુરરરર સંભાળાય રે. ૬
ખૂબ ઘસારે પાટા ચકચક થાય રે,
ચારૂ ચંદ્ર કિરણ એમાં દરશાય રે. ૭

ઉંચા પૂલે ચઢતાં ના ડર પામે રે,
નજરે પડતા જન વળગેલા કામે રે. ૮
કમાન જોતાં હૈયું હેરત ખાય રે,
કારીગરની કારીગરી પંકાય રે. ૯
રાતાં ધોળાં લીલાં જે નિશાન રે,
સિગ્નલ સાથે સત્વર કરતાં સાન રે. ૧૦
એન્જીન આગળ પાછળ ફાનસ લાલ રે,
અંતરમાં ઉપજાવે અધિક વહાલ રે. ૧૧
દેશાવરથી માલ ભરી મસ લાવે રે,
ઉપયોગી આ સાધન સુખ વરતાવે રે. ૧૨
સ્વર્ગ થકી શું ઉતરીયું વૈમાન રે,
સાંધે એવું સર્વ છગુ અનુમાન રે. ૧૩

## ફુઅડ વિષે.

[ અવગુણ આપે ન આવે ઉદ્ધવજી—એ રાગ. ]

પો'ર ચઢયે દિન ઉઠે, ફુઅડબા,
રોપ કરી બહુ રૂઠે, ફુઅડબા. ૧
ચોપે લડાઇનો ચાલ, ફુઅડબા,
રાખી વદન વિકરાળ, ફુઅડબા. ૨
રાતનું રાખ્યું એઠું, ફુઅડબા,
કાઢે રાખી મન એઠું, ફુઅડબા. ૩
ડાઘની ચિંતા ન ધારે, ફુઅડબા,
એમાં શું એમ વિચારે, ફુઅડબા. ૪
બદબોનું હોય શું બારૂં, ફુઅડબા,
તેવું તગે પાણીયારૂં, ફુઅડબા. ૫
મેંશતણા થર થરકે, ફુઅડબા,
બગડેલું દૂધ આધરકે, ફુઅડબા. ૬

ભાળી ચાંલ્લો ભેંસ ભડકે, ફુઅડબા,
ધાટ ઘરેણાંના ખડકે, ફુઅડબા. ૭
ધણીને બહુ ધમકાવે, ફુઅડબા,
રમતાં બાળક રમકાવે, ફુઅડબા. ૮
રોયા પીટયાની નવાઇ, ફુઅડબા,
છે ના રહીએ છવાઇ, ફુઅડબા. ૯
રાંધ્યામાં ઢંગ મળે ન, ફુઅડબા,
દાળ કો દિન ગળે ન, ફુઅડબા. ૧૦
અન્ન સળ્યું ન સુધારે, ફુઅડબા,
પટલાઇ કરવા પધારે, ફુઅડબા. ૧૧
ઘરની વ્યવસ્થા ન રાખે, ફુઅડબા,
શાસ્ત્રનો સ્વાદ ન ચાખે, ફુઅડબા. ૧૨
સુઘરીનો માળો સુહાતો, ફુઅડબા,
માથાનો ઘાટ જણાતો, ફુઅડબા. ૧૩
લીખોનું લેખું ન થાય, ફુઅડબા,
વસ્ત્ર મલિન ગંધાય, ફુઅડબા. ૧૪
સૂંઘે તમાકુ સવાઈ, ફુઅડબા,
ખાય છીંકો હરખાઈ. ફુઅડબા. ૧૫
છીંકતા છીંડુ પાડે પળમા, ફુઅડબા,
બોલે સહેજ તે બળમાં, ફુઅડબા. ૧૬
મૂકે ન મુખનો મૈડકો, ફુઅડબા,
ચિતમાં કશો નહિ ચૈડકો, ફુઅડબા. ૧૭

## સુઘડ શાણી વિષે.

### માલિની.

સુઘડ સરસ શાણી, સ્ત્રી મળી હોય જેને,
સ્વરગ સમ મઝેનું, સાંપડે સુખ તેને,
કસર રતિ રહે ના, કોઇ વાતે કશાની,
ભવજળ ઝટ તારે, દિવ્ય દાતાર દાની. ૧

મધસમ ધજ મીઠાં, વેણુ કાઢી રીઝાવે,
છર-કુડ-છણુકાથી સ્વપ્નમાં ના સતાવે,
વિપત સમય કાઢે, વાત તે ધીરતાની,
ભવજળ ઝટ તારે, દિવ્ય દાતાર દાની. ૨
વિનય વટ વહાલી, અંત સુધી ન મૂકે,
પ્રભુસમ પતિ પેખી, ચાકરીમાં ન ચૂકે,
કુલીન પુનિત ના તે, ફેરવે પાછી પાની,
ભવજળ ઝટ તારે, દિવ્ય દાતાર દાની. ૩
પરમ ધરમ પાળે, પ્રેમથી પદ્મમુખી,
દીનનું દરદ દેખી, દીલમાં થાય દુઃખી,
ચતુર ચપલ ચોરી, ના કરે ગાંઠ છાની,
ભવજળ ઝટ તારે, દિવ્ય દાતાર દાની. ૪
ઘરની ખબર રાખે, સેવકોને ન પીડે,
ચૂક નજર પડે તો, શીખ દે સદ્ય શીડે.
ખુટલ બની ખુએ ના, કિંમતી ખાનદાની,
ભવજળ ઝટ તારે, દિવ્ય દાતાર દાની. ૫
વધુ વિભવ વિલોકી, ગર્વ ધારે ન ગોરી,
ખટપટ ખળતાનાં, બાળતી ખોડ બોરી,
ગુણિયલ ઘટ રાખે, જ્ઞાન દે કોઈ જ્ઞાની,
ભવજળ ઝટ તારે, દિવ્ય દાતાર દાની. ૬
નિજ સુખ સહુ ટાળી, સંતતિને ઉછેરે,
શીલવ્રત શુધ સાંચી, વૃત્તિમાં જીવ ઘેરે,
પતિમુખ ચઢ્યું દેખી, 'કેમ' એ પૂછવાની,
ભવજળ ઝટ તારે, દિવ્ય દાતાર દાની. ૭
દૂર થકી પતિ દેખી, દોડતી પાસ આવે,
નિરમળ જળ ઝારી, ધારતી ભવ્ય ભાવે,
પવન સરસ નાંખી, રીઝવે સોળ આની,
ભવજળ ઝટ તારે, દિવ્ય દાતાર દાની. ૮

# શું ! કરવા અથડાય છે—વળ પાછી.

[ હરિભજન વિના દુખદરિઆ સંસારનો પાર ન આવે—એ રાગ. ]

ભોળી ભામા, ભૂવાને ત્યાં શું કરવા અથડાય છે;
તું વળ પાછી, શું ! દીઠું તેને ત્યાં કે હરખાય છે. ટેક.
આ ભ્રષ્ટ જગા ભયની હોળી,
વસતી અહીં ધૂર્તતણી ટોળી,
પૅછગાછ કરી કયાંથી ભોળી? ભોળી૦ ૧
કોઈ ભક્ષ ચઢ્યું એના ઉભરે,
તે જાય ન પાછું હાય ખરે,
દીલમાં એ દુષ્ટ દયા ન ધરે. ભોળી૦ ૨
પતિ વશ કરવા અર્થે આવી,
ઘરનો ધંધો સૌ અળસાવી,
તને કઇ ઠગણીએ લલચાવી? ભોળી૦ ૩
મહજે માદળીએ આ દોરો,
ધૅપ દે બીનો અથવા કોરો,
ધૂતશે ધન એમ કહી ધોરો. ભોળી૦ ૪
પતિ એમ કીધે વશ થાય નહિ,
લૂલી લાલચથી લોભાય નહિ,
ઇચ્છેલો અર્થ સધાય નહિ. ભોળી૦ ૫
આ વાત પતિને કાન જશે,
તો તારા ભુરા હાલ થશે,
પસ્તાવામાં પડવું પડશે. ભોળી૦ ૬
કુળવાન તણું આ કામ નહિ,
ભીડ આવા કામે હામ નહિ,
નીતિનું જેમાં નામ નહિ. ભોળી૦ ૭
કર નમન પતિને કર જોડી,

થા તે આગળ થોડીથોડી,
ઉઠાવ હુકમ દોડીદોડી. ભોળી૦ ૮
પછી જો તે વશ નથી કેમ થતો,
હમણાં આડો અવળો ફરતો,
અજમાવ પ્રયોગ છજુ વદતો. ભોળી૦ ૯

## જી ! આપનાં તો અઢાર વાંક છે.

[ રાજા રે પૂછે છે રાજણી રે—એ રાગ. ]

[1]ઉંટ કહે આ ભૂમિપર મે ભાળિયા રે,
વાંકાં અંગવાળાં પશુપંખી નિહાળીયાં રે. ટેક. ૧
બગલાકેરી ડોક દીઠી વાંકડી રે,
તેવી પોપટડાની ચાંચ મળે ના ફાંકડી રે. ૨
કુતરાકેરી પૂંછડીમાં શું પૂછવું રે,
શીલા સાંધો તોયે સીધાં તેને ના થવું રે. ૩
જોઇ રહે શું હાથી એની સૂંઢને રે,
વાંકીચુંકી તેનું ભાન મળે ના મૂઢને રે. ૪
સીધા નખનું સુખ મળે ના વાઘને રે,
તેથી તે શરમાઇ વસિયો જૈ મહાવને રે. ૫
આદાશીશી ચઢતી એને એ દુખે રે,
દાંડે સૂઇ રહે છે સુસ્ત બની વીલે મુખે રે. ૬
ભારે ભૂંડાં ભેંશતણાં છે શીંગડાં રે,
વાંકાં વળી ગયેલાં ઢંગ વગરનાં ધીંગડાં રે. ૭
સુણી આવું શિયાળ બોલ્યો ત્યાં ધસી રે,
જેનાં અઢાર તેની ચિંતા તમને ના કશી રે. ૮
અન્ય તણું તો એકેકું એ જાણીએ રે,
છેજી અઢાર વાંકાં આપ તણાં પીછાણીએ રે. ૯

---

૧ કવિ દલપતરામના મનહર પરથી.

# તું શું ! હસે છે.

### ગીત.

[ કોયલડી રે ક્યાં વસો રે,—એ રાગ.]

જાડાં મોટાં જોઇ એનાં લૂગડાં રે,
જડથા જેવો જોઇને ઓ ! બાળ, લાડકડી તું શું? હસે રે.
જેવો તેવો જાણુ નહિએ આદમી રે,
નાકે ડૂચો દેઇ ના કંટાળ, લાડકડી, તું શું? હસે રે. ટેક. ૧
ખાતર માટે છાણુ કરેલું એકઠું રે,
તેના લૂગડે પડિયા ઝાઝા ડાઘ, લાડકડી૦
ખેડુ એ તો ખેતર ખેડે આપણું રે,
એને ક્યાંથી રે'વાનું ટીકઠાક, લાડકડી૦ ૨
ખેડુતથી શોભા સંસારે આપણી રે,
ખેડુતથી આ પાસેના પોષાક, લાડકડી૦
ખેડુતથી દીવાળી સારી દીપતી રે,
ખેડુતથી નીવડતું સઘળું શાક. લાડકડી૦ ૩
રાજા ઝૂઝે તે પણ એના બા'વડે રે,
ઝૂઝે શૂરા ઝૂઝે સૌ સંસાર, લાડકડી૦
અવધી અવધી અવધી વાળે વીરલો રે,
એના ગુણનો કે'તાં નાવે પાર, લાડકડી૦ ૪
ખેડુત પાસે સાધન પૂરાં હોય તો રે,
તો તે પકવે ઢગલેઢગલા ધાન્ય, લાડકડી૦
ઉત્તમ ખેતી એ તો એણે આદરી રે,
વર્ણું શું ! હું એનું ઝાઝું ધ્યાન, લાડકડી૦ ૫
આવા ઉપયોગી ખેડુતનું કામ છે રે,
એવાને તો દેવું આદરમાન, લાડકડી૦
હરકોઈ આવે ઘર પૂછીને આપણું રે,
ધીરે રહીને તેપર ધરવું ધ્યાન, લાડકડી૦ ૬

હલકો—ભારે ભેદ ન એમાં રાખવોરે,
સૌને સ્નેહે ગણવા એક સમાન, લાડકડી૦
સૌ પ્રાણીનો કર્તા ઈશ્વર એક છે રે,
વ્યર્થ ન ધરવું ઘટમધ્યે ગુમાન, લાડકડી૦ ૭

## બાળલગ્નથી થતી હાનિ !

### રોલાવૃત્ત.

લાયક ઉમર થયા, પછી લાડો કે લાડી,
પરણાવે માબાપ, તોજ ભવ સુધરે વાડી;
લા'વો લેવા કાજ, ઢીંગલા ઢીંગલી સાથે;
લગ્ન કરે લલચાઈ, પડે દુઃખ બાળક માથે. ૧
ભણવા તે શું જાય, શરમ તેને બહુ આવે.
કળતર અંગે થાય, પકડવી કલમ ન ફાવે;
દાદર ચઢતાં શ્વાસ, ધમણની પેઠે ચાલે,
સદે નહિ ઘી દૂધ, કાંજી દરરોજ ઉકાળે. ૨
ભાજીપાલો ખાય, દાળનું પાણી પીએ,
ભળે મહીં જો ભાત, જરા તો ભડકણુ 'બી'એ,
બી. એ. ક્યાંથી થાય, થાય તો બળના સાંસા,
ઉનાળે પણ ખસે, નહિ દીલ પરથી ધોંસા. ૩
બાળલગ્નથી બની, દેશની ખૂબ ખુઆરી,
પ્રજા કાંકલી અરે, નીવડી ભ્રષ્ટ વિકારી,
ક્યાં છે પરશુરામ, કરી નક્ષત્રી પૃથ્વી !
ક્યાં અરજુન ક્યાં ભીમ, ધરમધ્વજ રામ યશસ્વી ? ૪
ક્યાં કોડીલો કરણ, ધરણી ડોલાવી જેણે !
દક્ષ દિલીપ ક્યાં હાલ, ગાય રીઝાવી જેણે;
પૃથુરાજ ચુહાણ, પ્રતાપ સશકત શિવાજી,
તોળે નિર્મળ ન્યાય, અદલ અકબર પ્રિય કાજી; ૫

બાર વરષનાં બાળ, બાળના બાપ બને છે,
'કાળા મોંના કાળ,' ધિક્ ફીટકાર તને છે,
વે'મ યવનનું જોર, નરમ ના કિંચિત પડતું,
એનું પણ છે સાલ, ખરૂં જ્યાં ને ત્યાં નડતું; ૬
રૂઢી ભૂંડી રમે જમે, નાચે ને કૂદે.
ખાય આપણું ખાસ, અને આપણને ખૂંદે;
નિમક ખાઈ જેહ, ધણીનું તાકે ખોટું,
તેના જેવું પાપ, નથી દુનિયામાં મોટું. ૭
ઇશ્વરને ત્યાં જરા, નહિ છુટકો થાવાનો,
આખર એ કરનાર, પંડમાં પસ્તાવાનો.
આળસ ફેંકી દૂર, ચપળતા ચિતમાં લાવો,
નિર્ભયતા વટ ટેક, શૂરાતન સદ્ય વસાવો. ૮
અડગ શસ્ત્ર ઉત્સાહ, ધીરજ ધજ ઢાલ ઝુકાવો,
બાળલગ્ન ક્રૂર વે'મ, રૂઢી રગડી રઝળાવો,
હરહર કરી યાહોમ, જેમ જબરૂં દરશાવો,
પુરૂષારથ પર પ્રીત, ધરી નિજ નામ દીપાવો. ૯
લક્ષ્મી ગઈ પરદેશ, તેહને પાછી લાવો,
ઉદ્યમ અદ્ભૂત રંગ, અખાડો ઉગ્ર જમાવો,
હુનરકળા લો હાથ, વિચાર કરો નવ ઝાઝો,
દાના થૈ દીલમાય, દેશ અરથે કંઈ દાઝો. ૧૦

---

## પ્રભાતનું વર્ણન.

### પ્રભાતિયું.

**[ વાણેલાં ભલે વાયાં રે—એ રાગ. ]**

ઉગ્યો ઉગ્યો રે રૂડો રમણિય સૂર કે, હોંસીલી ઉઠ બાળા રે.
ઝળકે ઝળકે રે જેનું ઝળહર નૂર કે, હોંસીલી૦ ૧

એને જોઇ રે નાઠો ચંદ્ર પ્રકાશ કે, હોંસીલી૦
સિંહ ભાળી રે જેમ મૃગ ધરી ત્રાસ કે, હોંસીલી૦ ૨
દીવા કેરી રે જોત ઝાંખી જણાય કે, હોંસીલી૦
ખુણેખચકે રે દોડી ઘુવડ ભરાય કે, હોંસીલી૦ ૩
દેરેદેરે રે વાગે નોબત ઘોર કે, હોંસીલી૦
ગિરિ ટોચે રે નાચે થન થન મોર કે, હોંસીલી૦ ૪
નદીઘાટે રે બેઠા બગઠગ ખાસ કે, હોંસીલી૦
ધુએ કપડા ધોબી માય ન શ્વાસ કે, હોંસીલી૦ ૫
નેહે ભરતીરે નારી નિર્મળ નીર કે, હોંસીલી૦
વહે મીઠો રે મંદમંદ સમીર કે, હોંસીલી૦ ૬
ઘુમે માળી રે ગ્રહી હાથમા છાબ કે, હોંસીલી૦
દાનો ડમરો રે, દીપે ગરવો ગુલાબ કે, હોંસીલી૦ ૭
જુઈ જાઈ રે ગુણી ગલબો બકુલ કે, હોંસીલી૦
બે'કે ચંપો રે બીલીપત્ર અમૂલ્ય કે, હોંસીલી૦ ૮
ઉંઘે બેદી રે હોય અક્કલહીન કે, હોંસીલી૦
બાગે ફરતા રે મોટા લોક અમીન કે, હોંસીલી૦ ૯
ખીલ્યાં કમળો રે ખીલી નાગરવેલ કે, હોંસીલી૦
ડોલે ચમરી દોડે દડબડ ઢેલ કે, હોંસીલી૦ ૧૦
ઓસબિંદુ રે મોતી જેવા મનાય કે, હોંસીલી૦
ધીમેધીમે રે ઓછું અંધારૂં થાય કે, હોંસીલી૦ ૧૧
ગાયો કેરા રે બંધ છોડે ગોવાળ કે, હોંસીલી૦
પંથી પળતારે પંથે આણી વહાલ કે, હોંસીલી૦ ૧૨
સંધ્યા સાધે રે શુદ્ધ વિપ્રના બાળ કે, હોંસીલી૦
શોભે ભસ્મે રે જેનાં કુમળાં કપાળ કે, હોંસીલી૦ ૧૩
વાત વિસરી રે આવે આ તક યાદ કે, હોંસીલી૦
વિદ્વજ્જનના રે થાય વાદવિવાદ કે, હોંસીલી૦ ૧૪
ભક્ત ધરતા રે પરબ્રહ્મ ધ્યાન કે, હોંસીલી૦
હાથ જોડી રે હરીને એક સ્થાન કે, હોંસીલી૦ ૧૫

શું ! આ શોભે રે સ્વચ્છ અધિક આકાશ કે, હોંસીલી૦
એ તો અરપે રે હોંસે ઉજળો ઉલાસ કે, હોંસીલી૦ ૧૬
સેવે વનનો રે વાયુ સાધી આ યોગ કે, હોંસીલી૦
રહે તેનું રે તન અધિક આરોગ્ય કે, હોંસીલી૦ ૧૭

## અમદાવાદ ફીમેલ ટ્રેનિંગ કૉલેજરૂપી બાગ વિષે.

[ ગિરધારી રે બાત કહું તે વિચારો—એ રાગ. ]

કૉલેજ વડો બાગ કીમતી જાણો,
બાળા તે છોડ પ્રમાણો;
શા ! વર્ગ તણા સુંદર વિધવિધ ક્યારા,
નયનેથી થાય ન ન્યારા.
જ્ઞાન ખાતર ખૂબ ખરચાય રે,
વિત વારિ વિમલ વપરાય રે,
જેનું મૂલ કળી ન શકાય રે,
મંડાયાં જ્યાં મંગલમય મંડાણો, બાળા૦ ૧
આ છોડ બધા જેમ ઉછરતા જાય,
તેમ અંગ ઉમંગ ન માય,
દુર્ગુણરૂપી દુષ્ટ ઘાસ ખરપાય,
વરણી તે વાત ન જાય.
ફળ વિદ્યા પ્રશંસાપાત્ર રે,
લાધે મૂલ નહિ તલમાત્ર રે,
ખાધે થાય શીતલ શુભ ગાત્ર રે.
શ્રમ વિના તે પ્રાપ્ત થાય ધણાણો, બાળા૦ ૨
ભ્રાન્તિનો રે ભ્રષ્ટ સડો ના લાગે,
જોખમની ઝાળ ન જાગે,

તે માટે રે લક્ષ અવશ્ય અપાય,
ભૂલમાં તે વાત ન જાય.
ફરે ચીવટથી ચોપાસ રે,
લેડી સુપરિન્ટેન્ડન્ટ ખાસ રે,
જેનો અંતર અધિક ઉલ્લાસ રે,
વિદ્વાન મુખે રાય વિશેષ વખાણો. બાળા૦ ૩
પ્રતિવર્ષે રે થાય પરીક્ષા સારી,
નહિ પક્ષપાત બલિહારી,
કોઇ પાસ થતાં કોઈ ક્વચિત ન પાસ,
પત્રકપર પડતો ભાસ.
આ બાગતણો રખવાળ રે,
જ્યોર્જ પંચમ દીનદયાળ રે,
લેતો લાયક સુજ્ઞ સંભાળ રે,
છગુ નૃપતિ તે શુદ્ધ આપણો શાણો, બાળા૦ ૪

## શાણી વિદાય.

[ ઓધવરાજ અમને—એ રાગ. ]

છોડી પીયરનો સમાજ, સાસરે જાય શાણી,
ધરશે હવે કોણ દાઝ, સાસરે. ટેક.
હરણીના સરખી ગરીબડી બિચારી.
સદગુણનો શુભ સાજ,
શોક હૃદયમાં સજડ થાય એવો,
દરીએ ડુબે જેમ ઝાઝ, સાસરે૦ ૧
ટાઢ સહુને ન વાય વહુને,
વદને એમ વદાય, સાસરે૦
મનગમતી ચીજ નજરે પડે પણ,
મુખેથી તે ન મગાય, સાસરે૦ ૨

સરખી સમાણીની સાથે નિરાંતે,
ઝાઝું ટકી ન શકાય, સાસરે૦
પરના હુકમ ને પરના હમેશાં,
ચાલ પ્રમાણે ચલાય, સાસરે૦ ૩
લાડેથી ઉછરેલી—લાડીલીથી કયમ !
પગ બાંધ્યો આમ રખાય, સાસરે૦
પરનાં પોતીકાં ગણી એમાં વસવું,
ઓછી ન વાત મનાય; સાસરે૦ ૪
સાસરી હોય અસીલ અતિશય,
તોપણ કપરી ગણાય, સાસરે૦
ઈશ સદા એનું રક્ષણ કરજે,
પ્રેમેથી લાગું હું પાય, સાસરે૦ ૫
સાસરીમાં સહુ હોય ભલે પણ,
ત્યાં એના અંગનું કોણ ! સાસરે૦
કુમળી બાળાનું કાઠું હજી શું ?
થૈ બાર વર્ષની ઓણ, સાસરે૦ ૬
કોડીલીએ નથી કિંચિત કીધું,
કડવું દાતણ કોઈ વાર, સાસરે૦
ટાઢ કે તડકો એણે નથી દીઠાં,
નીકળી નથી ઘરબા'ર, સાસરે૦ ૭
સ્વપનામાં ગામ કે ઘર ના દીઠેલું,
તે સ્થળ આજ વિદાય, સાસરે૦
આવી છે આણે શું લાવી છે પોતે,
પિયરની પટકી પીંખાય, સાસરે૦ ૮
ટાઢું છાંડયું પીરસાય ભાણામાં,
તે પણ પુરૂં ન હાય, સાસરે૦
સે'જ કસુર પડી હોય તેની,
કીડીનો કુંજર થાય, સાસરે૦ ૯

ગમ મારવા સરજી શું વિધિએ,
ગોરીને આ જગમાંય, સાસરે૦
એથી અધિક દુઃખ હોય તો બાળી,
વ્યર્થ બિચારી નિંદાય, સાસરે૦ ૧૦

## છોકરીનો ઉત્તર.

ગઝલ.

[ શ્રીમંત સયાજી નૃપ શરા રે—એ રાગ. ]

તું શોક કરે શીદ માડી રે, (૨)
સુશીલ શોભતી સદા સાસરે લાડીરે. તું શોક૦ ટેક.
છૂટકો નહિ એ વણ સ્ત્રીનો રે, (૨)
ધારો આખી સૃષ્ટિનો રે, (૨)
એ ચઢવા સરજ્યો જીનો રે, (૨)
અભરાય કેમ ગુણ ભરી, જાય શું ડરી, કઠણ થા જરી, કરે૦ ૧
ઘરથી જૂદાં ઝટ પડવું રે, (૨)
તે લાગે પે'લાં કડવું રે, (૨)
તેનું આવે આ રડવું રે, (૨)
માબાપતણો બહુ પ્રેમ, સદાનો ક્ષેમ, વિસરે કેમ, કરે૦ ૨
તેં કહ્યું બધું તે સાચું રે, (૨)
રહે રહ્યું ન તેમાં કાચું રે, (૨)
તુજ મધુર વેણુપર રાચું રે, (૨)
સૌ સંકટ સહન કરીશ, દીલ ન ડરીશ, આંસુ ન ભરીશ, કરે૦ ૩
શાબાશ! સુતા પ્રિય મારી રે, (૨)
તેં ઠરી મને ઠીક ઠારી રે, (૨)
વળી અખિલ વિશ્વમાં તારી રે, (૨)
અણુખંડ હેવાતણુ રહો, જ્ઞાનગુણ ગ્રહો, છગુ શીખ લહો, કરે૦ ૪

---

૧ ઠેઠ.

# શિખામણ.

[ આવ્યાં અડદનાં ગાડાં, મોતીસેર મનડાં રે—એ રાગ. ]

શાણું સાસરિયાંથી, રહેશો ન અતડાં રે,
તેનાં સઘળાં સગાંથી, રહેશો ન૦ ૧
કરજો કે' તે તે કામ, રહેશો ન૦
હારી જાશો ન હામ, રહેશો ન૦ ૨
સાસુ કોપે કદાપિ, રહેશો ન૦
તપી જાય તથાપિ, રહેશો ન૦ ૩
સામો ઉત્તર એક, રહેશો ન૦
દેશો ના ધરી ટેક, રહેશો ન૦ ૪
મૂગાં રે'વામાં માલ, રહેશો ન૦
સામું બોલેથી સાલ, રહેશો ન૦ ૫
વધે ઉલટી પંચાત, રહેશો ન૦
જાય બહુ કાન વાત, રહેશો ન૦ ૬
દાબી દેવુંજ મૂળ, રહેશો ન૦
ઉભું કરવું ન શૂળ, રહેશો ન૦ ૭
જેઠ દિયર દેરાણી, રહેશો ન૦
વળી નણદી જેઠાણી, રહેશો ન૦ ૮
જેને જેવું ઘટીત, રહેશો ન૦
તેને તેવું ખચિત, રહેશો ન૦ ૯
તાકી સઘળાંનું હિત, રહેશો ન૦
માન દેવું એ રીત, રહેશો ન૦ ૧૦
ઘટે ઘરડાંની લાજ, રહેશો ન૦
શોભા સરસ એમાંજ, રહેશો ન૦ ૧૧
કે'ણી સઘળે સુણાતી, રહેશો ન૦
દીપે દરબાર હાથી, રહેશો ન૦ ૧૨

# કાગ પ્રતિ ઉક્તિ.

**પીલુ અથવા હીરછંદની ચાલ.**

ગિરિની ટોચ ચઢી હે ! કાગ, શઠ ગુમાન શું કરે,
હંસની ન તુલ્ય તું, ન અર્થ હંસનો સરે. ગિરિની૦ ટેક.

દૂધ નીર મેળભેળ, થાય તે ન જૂજવાં,
તું અને તું તાત તર્ક, દોડવી મથી મરે. ગિરિની૦ ૧

જેનું કામ જે કરે, ન થાય તે બીજા થકી,
મરડ રાખ ના મલીન, ઠાઠથી ન કો ઠરે. ગિરિની૦ ૨

ચઢ્યો ધતુર ચાવળો, ચહાઈ શિવ મસ્તકે,
પણ સમાજમાં ગુલાબ, જો ! પૂજાય આબરે. ગિરિની૦ ૩

રૂપ રંગ રાગ કે, ન ઢંગઢાળ તુજમાં,
શા ! હિસાબમાં અલ્યા, ન ચા'ય કોઇ અંતરે. ગિરિની૦ ૪

ચઢ હજી ઉંચાણમાં, મહાલ મસ્ત થઈ ભલે,
સર તટે નીચાણમાં, કુલીન હંસ છો ફરે. ગિરિની૦ ૫

# બાળકને બળિયા ટંકાવવા વિષે.

**ગરબી.**

[ વાંસલડી વાગી ને હું જાગી-એ રાગ ]

બાળકને બળિયા તમે ટંકાવો,
સાચેસાચું નોંધમાં નામ નોંધાવો, બાળકને૦ ટેક.

આવે ટાંકનાર તમો ઘેર ચાલી,
જીકર તેની સાથ કરો કાં ખાલી,
કરો બાળ કુમળો આગળ કર ઝાલી, બાળકને૦ ૧

નથી દેવી પડતી તુટીફુટી દમડી,
છતાં જેમ ફરતી ચકરડી ભમરડી,
ફરો કેમ તેમ તમે મુખ મરડી, બાળકને૦ ૨

નઠારો એ રોગ બહુ પીડ પાડે,
ઘણાકનું મૂળમાંથી કાસળ કાઢે,
ઝેરી જ્વર ઝુકવી એ જુલમી પછાડે, બાળકને૦ ૩

ખૂરામાં ખૂરો એ વ્યાધિ ખૂરો,
એથી જાય હાર પામી ઝટ શૂરો,
શાણી સરકારે કીધો વશ પૂરો, બાળકને૦ ૪
નથી આખડીએ કશું વળવાનું,
તુળાથી દરદ નહિ ટળવાનું,
દવા માવજતથી ખસુસ ખળવાનું, બાળકને૦ ૫

## કેળવણીના કિરણથી થયેલો ઉજાસ.

### ગરબી.

[ ક્યાં ગયો પેલો મોરલીવાળો—એ રાગ. ]

કેળવણીના કિરણવડે આ અધિક થયો ઉજાસ રે,
નહિ તો અંધારામાં રખડી પામત કંઇ કંઇ ત્રાસ રે. ટેક.
પે'લે મારી બે'નો એમ કે'તાં જે, કેળવણીથી દુઃખ રે,
હવે મારી બે'નો એમ શું ! કો'છો, એ ઉપજાવે સુખ રે,
કેળવણીના૦ ૧
પે'લે મારી બે'નો એમ કે'તા જે, ભૂતની વાતો સાચી રે,
હવે મારી બે'નો એમ શું ? કો'છો, કામ વગરની કાચી રે,
કેળવણીના૦ ૨
પે'લે મારી બે'નો એમ કે'તાં જે, ભૂવા મારે મૂઠ રે,
હવે મારી બે'નો એમ શું ? કો'છો, એ સમજાતું જૂઠ રે.
કેળવણીના૦ ૩
પે'લે મારી બે'નો એમ કે'તાં જે, નજર ઉતારા કરવા રે,
હવે મારી બે'નો એમ શું ? કો'છો, ઢોંગ નહિ આદરવા રે.
કેળવણીના૦ ૪
પે'લે મારી બે'નો એમ કે'તાં જે, તાવીજ બાંધી રાખો રે,
હવે મારી બે'નો એમ શું ! કો'છો, કટ લઇ કાપી નાંખો રે.
કેળવણીના૦ ૫
પે'લે મારી બે'નો એમ કે'તાં જે, પડછાયો બા પડશે રે,
હવે મારી બે'નો એમ શું ? કો'છો, આવો એ નહિ નડશે રે.
કેળવણીના૦ ૬

# સ્વદેશ ઉપર પ્રીતિ.

## ગરબો.

[ ગાઓ ગાઓ ઉમંગે આજ, પ્રભુના મહિમાને—એ રાગ. ]

રસકસથી રૂપાળી રે, યશાળી ભરતભૂમિ,
થાઉં પૂર્ણ કૃતારથ રે, ચતુર તુજ ચરણ ચુમી. ટેક.
વિક્રમ ભોજ કરણ કુલીન, દિવ્ય દિલીપ દુષ્યંત,
રામ ધર્મ રવિ સત્યનો, હરિશ્ચંદ્ર યશવંત,
ભીષ્મ દ્રોણ દગ ધીર ધનંજય, શિવાજી શૂરવીર રે,
પૃથુરાજ સુપ્રતાપ પ્રતિષ્ઠિત, જયશિખર રણધીર, યશાળી૦
કાળિદાસ કુશળ કવિ, કીમતી કોહિનૂર,
બાણ માઘ શ્રીહર્ષનું, જળહળ ઝગતું નૂર,
વાલ્મિક વ્યાસ વિદૂર વિદૂરથ, વિશ્વામિત્ર વસિષ્ઠ રે,
ગૌતમ કણ્વ કણાદ જમદગ્નિ, કશ્યપ અત્રિ ઇષ્ટ, યશાળી૦
સાવિત્રી અહલ્યા શચિ, સીતા શાન્ત સ્વરૂપ,
દમયંતી શુભ દ્રૌપદી, તારા રસબસ રૂપ,
મનહર મીરાં રાણક વિમળા, સુકન્યા સરદાર રે,
રૂપસુંદરી પદ્મા કૃષ્ણા, રૂપગુણનો ભંડાર, યશાળી૦
તારામતી મંદોદરી, તેજ તણો અંબાર,
અનસૂયા વિસરે નહિ, સદગુણનો શણગાર,
એવાં રત્ન અનેક જમાવ્યાં, કોઇ ન તારી તુલ્ય રે,
તું તે તું આ અખિલ વિશ્વમાં, એકજ મુખ્ય અમુલ્ય, યશાળી૦
મેળાખેળા માંડવા, નિર્મળ નાટારંગ,
ગાનતાન ગમ્મત ઘણી, ઉછળતો ઉછરંગ,
હુનરકળા ધન ધાન્ય જવાહિર, જેની ઉડતી છોળ રે,
પરદેશી નિરખી લોભાતા, રસિક અવાતાં ઘોળ, યશાળી૦
કુંજઘટા તરૂની છટા, હેમકળશ મંદિર,
કમાડ સુખડ કોરમાં, ઘંટનાદ ગંભીર,

વિધવિધ વૈભવ વિધવિધ રચના, વસ્તી ઉજળિયાટ રે,
રથ હાથી હય મેઘાડંબર, ચમરતણો ચળકાટ, યશાળી૦
હતું નહોતું થૈ ગયું, સ્વપ્ન ન તેનું આજ,
બેદરકાર રહ્યા અમે, કર્યું રાજનું છાજ,
૨૩ ના આમાં દોષ ન તારો, દોષ અમારો જાણુ રે,
કર્યા હાથનાં હૈયે વાગ્યા, મંડાઈ મોંકાણ, યશાળી૦
કલહ કુસંપ કુટિલતા, વ્યર્થ દંભ અભિમાન,
સ્વાર્થબુદ્ધિ સાધી સહુ, તનમાં રાખી તાન,
જૂઠ કપટ છળ છેહ ઠગાઈ, આળસ ઉદ્યમ નિષેધ રે;
વેર વિરોધ વહેમ વસાવ્યો, કેમ ન ખુંપે ખેદ! યશાળી૦
આમ સળો પેઠા થકી, પેઠા અંતર લોક,
પવન ફુંકાયો પ્રલયનો, શમ્યો નહિ રજ શોક,
પરાધીનતા કરમે ચોંટી, થાય ન ઉંચી ડોક રે,
નિંદાણા ન જવાહિર દીઠું, ન રહ્યા કાયમ નોક, યશાળી૦
રઝળ્યાં માથાં કૈંકનાં, મચ્યું બહુ રમખાણ,
ઉષ્ણ રૂધિર ચોગમ વહ્યું, નિકળ્યું એજ લહાણ,
થનાર વસ્તુ થયા કરે છે, મા કર મા અફસોસ રે,
ફરતાફરતી છાંય અસલથી, ધર શાન્તિ તજ રોષ, યશાળી૦
દેશતણી નહિ લાગણી, તે જન પશુ સમાન,
ઘાસ ન ખાતો એટલો, પશુના પર એહેસાન,
જંગલમાંના જંગલીને પણ, દેશતણી બહુ દાઝ રે,
દેશને અર્થે દેહ ગુમાવે, ન મૂકે નેવે લાજ, યશાળી૦

---

## ઈશ્વરનો ઉપકાર.

[ ઝીણા મારૂજી હો રાજ—એ રાગ. ]

જે જે જગકરતાર,
વિસરાય કેમ આ અનેક ઉપકાર. જે જે૦ ટેક.

અદરજહરમાં જતન કીધું બેશ,
સટરપટર દુઃખ હર્ણીયાં હમેશ,
દીન જાણી દીલ દયા વાપરી વિશેષ, જે જે૦ ૧

પ્રથમ પોપણુ સારૂ પ્રકટાવ્યું દૂધ,
સ્વાદમાં સુધાના જેવું સરસને શુદ્ધ,
એવો કોણ હોય કે તે ઉતરે વિરૂદ્ધ, જે જે૦ ૨

શ્રીફળમાં નીર સ્થિર તલમાં શું તેલ,
શેરડીના રસમાં મિઠાશ શી મચેલ,
દીવેલીમાં દીપતું શું ! આવકું દીવેલ, જે જે૦ ૩

નાના મોટા જીવ જે આ જગમાં જણાય,
ગણવા જો બેસીએ તો ગણ્યાં ન શકાય,
તેનો તું તારક તારી તુલના ન થાય, જે જે૦ ૪

જળ ને અનાજના ભંડાર ભરપૂર,
જ્યાં ને ત્યાં જણાય જેની જગમાં જરૂર,
વિલોકી વિસ્મિત થઈ હરખાય ઉર,જે જે૦ ૫

કીડી પામે કણ હાથી મણ કેવો પ્રેમ,
સમદૃષ્ટી રાખી ચા'ય સઘળાનું ક્ષેમ,
શિશુની સંભાળ લે જનક માત જેમ, જે જે૦ ૬

વન ઉપવન ધીંગ ઝરણોના ધોધ,
કરે વાઘ કેસરી શિકાર સારૂ શોધ,
વાંકીચુકી નદીઓ આનંદના દે ઓઘ, જે જે૦ ૭

નભ સિંધુ નગ વાયુ શશિ શુભ ભાણુ,
ભૂમિમાં ભળાતી, ભવ્ય ખનીજની ખાણુ,
ગહન ગતિનું પાડે પુરતું પિછાણુ, જે જે૦ ૮

## अनुक्रमणिका.

બીજા ધોરણ માટે.



ત્રીજા ધોરણ માટે.



ચોથા ધોરણ માટે.

પાંચમા ધોરણ માટે.



છઠ્ઠા ધોરણ માટે.

फिमेल ट्रेनिंग कॉलेज माटे.

| પૃષ્ઠ. | ઓળ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪૬ | ૩ | કવા | ફ્વા |
| ,, | ૩ | કઠોર | કઠોળ |
| ,, | ૬ | પગે | તંગે |
| ૪૭ | ૧૪ | પણુ | વણુ |
| ૪૮ | ૨૧ | ભુલાશે | ભૂલવે |
| ,, | ૨૨ | સુદર | સુંદર |
| ૫૧ | ૨૫ | દૂર | દૂર |
| ૫૬ | ૬ | થયા | થાય |
| ,, | ૧૩ | થાય છે | થાય તો |
| ૫૭ | ૫ | પેઠે | પઠે |
| ,, | ૧૨ | કચરો | કચરાં |
| ૬૨ | મથાળું | અઢાર વાંક છે | અઢાર વાંકાં છે |
| ૬૫ | છેડેથી પહેલી | ઝળકર | ઝળહળ |
| ૬૬ | ૨૭ | પરબ્રહ્મ | પરબ્રહ્મનું |
| ૬૭ | ૯ | જમે | જેમ |
| ,, | ૧૬ | પ્રાપ્ત | પ્રાપ્ત ન |
| ૬૮ | ૬ | રાય | થાય |
| ,, | ૮ | વદને | વદનેથી |



# સૂચના.

આ નવીન ગરબાવળી સંબંધી તમામ હક્ક કર્તાએ પોતાના સ્વાધીનમાં રાખ્યા છે, સબબ કોઇએ તેની પરવાનગી વગર છાપવી છપાવવી નહિ.

---

## છગનલાલ બાલાશંકર કૃત પુસ્તકો.

| | કિંમત. રૂ. આ. પા. |
|---|---|
| ૧ વનરાજ ચાવડો (ઓપેરા) ... | ૦—૧— |
| ૨ ,, ,, (નાટકના ગાયન) ... | ૦—૨— |
| ૩ મણિમહાત્મ્ય [એટલે સ્વ. મણિભાઇ જશભાઇ વડોદરા રાજ્યના દિવાન થયા તે સમયનું વર્ણન.] ... | ૦—૧—૦ |
| ૪ ફતેસિંહ લગ્ન-મહોત્સવ [એટલે સ્વ. ફતેસિંહ (યુવરાજ) ગાયકવાડનાં વડોદરામાં લગ્ન થયાં તે સમયનું વર્ણન.] ઉપરના પુસ્તકની પ્રતો જુજ રહી છે. ... | ૦—૨—૦ |
| ૫ પ્રસન્ન-પાઠાવળી અથવા બાળસુબોધ ગરબાવળી (નવીન). ... | ૦—૫—૦ |
| ૬ ઉગ્રુ કાવ્યમાળા. | [થોડા સમયમાં છપાશે.] |

---

### પુસ્તક મળવાનાં ઠેકાણાં:—

ખંભાત. કર્તા પાસેથી, અલીંગ.

,, દામોદર હિરાલાલ, બુકસેલર, ત્રણ દરવાજા.

અમદાવાદ. એજન ,, રીચીરોડ.

વડોદરા. વૈદ્ય હિમ્મતલાલ મણિશંકર, પંચમુખી મહાદેવ.

બહારગામ ખાતે સારા વિશ્વાસ લાયક એજન્ટ જોઇએ છીએ. કમીશન સારૂં આપવામાં આવશે.

ખંભાત. } છગનલાલ બાલાશંકર પંડ્યા.